# સુદામા ચરિત્ર.

સંપાદક:

**મણિલાલ છબારામ ભટ્ટ**

ગુજરાતની જુની વાર્તાઓ,
ઝાંસીની રાણી, પૃથુરાજ
:: ચોહાણ વગેરેના કર્તા ::

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ
—— રીચીરોડ, અમદાવાદ ——

કીંમત રૂ. ૦-૫-૦

શ્રી ગણેશાય નમઃ

# સુદામા ચરિત્ર.



છપાવી પ્રસિદ્ધ કરનાર

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ

રીચીરોડ—અમદાવાદ.



કીં. રૂ. ૦—૫—૦

શ્રી

# સુદામા ચરિત્ર.

## કડવું ૧ લું–રાગ આશાવરી.

શ્રી ગુરુદેવ ને ગણપતિ, સમરૂં અંબા ને સરસ્વતી;
પ્રબળ ગતિ વિમળ મતિ, અતિ પામીએરે.

ઢાળ.

શુક સ્વામી કહે સાંભળ રાજા, પરિક્ષિત પુણ્ય પવિત્ર,
દશમસ્કંધ અધ્યાય એંશીમે, કહુ સુદામા ચરિત્ર.
સાંદીપનિ ઋષિ સુર ગુરુ સરખા, વિદ્યાવંત અનંત;

તેને મઠ ભણવાને આવ્યા, હળધર ને ભગવંત.
તેની નિશાળે વડો વિદ્યાર્થી, ઋષિ સુદામો કહાવે;
પાટી લગી દેખાડવા રામ કૃષ્ણ, સુદામા પાસે આવે.
સુદામો, શ્યામ, સંકર્ષણ, અન્ન ભિક્ષા માગી લાવે;
એકઠા બેસી અશન કરે, તે ભૂદરને મન ભાવે.
સાથે સ્વર બાંધીને ભણતા, થાય વેદની ધુન્ય,
એક સાથરે શયન કરતા, મોરલિધર બળ મુન્ય,
ચોસઠ દહાડે ચૌદ વિદ્યા, શીખ્યા બેઉ ભાઇ;
ગુરુને ગુરુદક્ષિણા આપી, વિઠ્ઠલ થયા વિદાઇ,
કૃષ્ણ સુદામો ભેટી રોયા, બોલ્યા વિશ્વાધાર;
મા'નુભાવ ફરીને મળજો, માગું છું એક વાર.
ગદ ગદ કંઠે કહે સુદામો, માગું દેવ મુરારિ;
સદૈવ તમારા ચરણ વિષે, મનસા રહેજો મારી.
મથુરામાંથી કૃષ્ણ પધાર્યા, પુરી દ્વારિકાવાસી;
સુદામે ગૃહસ્થાશ્રમ માંડ્યો, મન જેનું સંન્યાસી.
પતિવ્રતા પત્નિ છે પાવન, પતિને પ્રભુ કરી પ્રીછે;
સ્વામીસેવાનું સુખ વાંછે, માયા સુખ નવ ઇચ્છે.
દશ બાળક થયાં સુદામાને, દુઃખ દરિદ્રે ભરિયાં;
શીતળાએ અમી છાંટો નાંખ્યો, થોડે અન્ને ઉછરિયાં.
અજાચક વ્રત પાળે સુદામો, હરિ વિના હાથ ન ઓઢે;
આવી મળ્યું તો અશન કરે, નહિ તો ભુખ્યાં સાથરે પોઢે.

વલણ.

પોઢે ઋષિ સંતોષ આણી; સુખ ન ઇચ્છે ઘરસૂત્રનું;
ઋષિપત્નિ ભિક્ષા માગીને લાવે, પુરૂં પાડે પતિપુત્રનું. ૨૭

કડવું ૨ જું-રાગ વેરાડી.

શુકજી કહે સાંભળ નરપતિ, છે સુદામાની નિર્મળ મતિ;
માયાસુખ નવ ઇચ્છે રતિ, સદા મન છે જેનું જતિ-
મુનિનો મર્મ કોઈ નવ લહે, સઉ મેલો ઘેલો દરિદ્રી કહે;
માગ્યા વિના કોઈ કેમ આપે, ઘણે દુઃખે કરી દેહ કાપે.
ભિક્ષાનું કામ કામિની કરે, કોનાં વસ્ત્ર ધુએ ને પાણી ભરે; ૫
જેમ તેમ કરીને લાવે અન્ન, નિજ કુટુંબ પોષે સ્ત્રીજંન.
ઘણા દિવસ દુઃખ થરનું સહ્યું, પછે પુરમાં અન્ન જડતું રહ્યું;
બાળકને થયા બે ઉપવાસ, ત્યારે સ્ત્રી આવી સુદામા પાસ.
હું વિનવું જોડી બે હાથ, અબળા કહે સાંભળીએ નાથ;
બાળક ભૂખ્યાં કરે રુદન, નગરમાં નથી મળતું અન્ન. ૧૦
ન મળે કંદ મૂળ કે ફળ, બે દિવસ થયાં લેઈ રહે જળ;
સુખ શય્યા ભૂષણ પટકૂળ, પ્રભુ કયારે થશે સાનુકૂળ.
ભૂખ્યાં બાળક જુએ માનું મુખ, સ્ત્રી કહે સ્વામીને દુઃખ;
હું કહેતાં લાગીશ અળખામણી,સ્વામીજુઓ આપણા ઘરભણી.
ધાતુપાત્ર નહિ કર સ્વાહા, સાજું વસ્ત્ર નથી સમ ખાવા; ૧૫
જેમ જળવિણ વાડી ઝાડુંવાં, તેમ અન્નવિણ બાળક બાડુવાં.
વાયે ટાઢ બાળકડાં રુએ, ભસ્મમાંહી પેસીને સૂએ;

હું તે ધીરજ કઇ પેરે ધરૂં, છોકરાંનું દુઃખ દેખીને મરું.
નીચાં ઘર ભીંતડીઓ પડી, શ્વાન'માંજાર આવે છે ચડી;
અતિથી ફરી નિર્મુખ જાય, ગવાનિક નવ પામે ગાય.
કરો છો મંત્ર ભણીને સેવ, નૈવેદ્ય વિના પૂજો છો દેવ;
પૂજ્ય પર્વણી કો નવ જમે, જેવો ઉગે તેવો આથમે.
આ બાળક પરણાવવા પડશે, સતકુળની કન્યા કયાંથી જડશે;
શ્રાદ્ધ સંવત્સરી સહુકો કરે, આપણા પિતૃ નિર્મુખ ફરે.
અન્નવિના પુત્ર મારે વાગલાં, તો કયાંથી આવે ટોપી આંગલાં;
અબોટિયું પોતીયું નવ મળે, સ્નાન કરે છે શીતળ જળે.
વાધ્યા નખ ને વાધી જટા, માંહિ ઉઠે રક્ષાની ઘટા;
દર્ભ તણી તુટી સાદડી, નાથજી તે પર રહો છો પડી.
બીજે ત્રીજે પામો છો આહાર, તે મુજને દહે છે અંગાર;
હું તો દરિદ્ર સમુદ્રમાં બૂડી, હેવાતણમાં એક ચુડી.
સોભાગ્યના નથી શણગાર, નહિ કાજળ નહિ કીડિયાં હાર;
નહિ લલાટે દેવા કંકુ, અન્ન વિના શરીર રહ્યું સૂકું.
હું પૂછું છું લાગી પાય, આવું દુઃખ કયાં સુધી સ્હેવાય
તમે દહાડી કહો છો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર.
જે રહે કલ્પવૃક્ષની તળે, તેને શી વસ્તુ નવ મળે;
જે જીવ જળમાં ક્રીડા કરે, તે પ્રાણી કયમ તરશે મરે.
પ્રગટ કરી સેવે હુતાશ, તેને શીત આવે કયમ પાસ;
અમૃતપાન કીધું જે નરે, જમકિંકરનો ભય કયમ ધરે.

જેને સરસ્વતી જીભે વસી, તેને અધ્યાત્મચિંતા કશી;
સદ્ગુરુના જેણે સેવ્યા ચરણ, તેને શાનું માયાવરણ. ૪૦
જે જન સેવે હરિને સદા, તેને જન્મ મરણ શી આપદા;
જેને સ્નેહ શામળિયા સાથ, તેનું ઘર નવ હોય અનાથ,
છેલ્લી વિનતિ દાસી તણી, પ્રભુ પધારો ભૂધર ભણી.
તે છે ચૌદ લોકના મહારાજ, બ્રાહ્મણને ભીખતાં શી લાજ.

### વલણ.

લાજ ન કીજે નાથ મારા, માધવ મનવાંછિત આપશે રે;
દીન જાણીને દયા આણી, દરિદ્રનાં દુઃખ કાપશે રે; ૪૫

## કડવું ૩ જું–રાગ ગોડી.

જઇને જાચો જાદવરાય, ભાવઠ ભાંગશે રે;
હું તો કહું છું લાગીને પાય, ભાવઠ ભાંગશે રે.
ધન નહિ જડે તો ગોમતિમાં જઇ, દર્શન ફળ નહિ જાય
ભાવઠ–ટેક.
સુદામો કહે સ્રીને, નથી માગતાં પ્રતિવાય;
પણ મિત્ર આગળ મામ મુકી, માંગતાં જીવ જાય;
મામ ન મુકીએ રે. ૫
ઉદર કારણે નીચ કને જઇ, કીજે વિનય પ્રણામ;
તો આ સ્થાનક છે મળવા તણું, મામે વણસે કામ. ભાવઠ.
જાદવ સઘળા દેખતાં કેમ, ઓઢું જમણો હાથ;
હું દુર્બળનું રૂપ દેખીને, લાજે લક્ષ્મીનાથ. મામ ન.
જે પુરુષ તે ઉદ્યમી રે, જઇ કરે પોતાનું કાજ; ૧૦

બ્રાહ્મણનો કુળ ધર્મ છે, તેમાં ભીખતાં શી લાજ. ભાવઠ.
અંતર્યામી અજાણ નથી રે, સ્ત્રી તમને કહું વારંવાર;
દશ માસ ગર્ભવાસ પાણીની, રક્ષા કરે મોરાર મામ ન.
શો ઉદ્યમ કરીએ એવું જાણી, સંતોષ આણિયે મન;
સુખ લીલામાં હરિ વિસરે, ભાવ થાય આપણો ભિન્ન. મામ ન.
જાચવા ન જઇએ ને પડી રહિયે તો, કયમ જીવે પરિવાર;
એક વાર જાઓ જાચવા, તમને નહિ કહું બીજી વાર. ભાવઠ.
રાજા થઈ વિભીષણ જાચ્યા, મહાવીર ધીર જગદીશ;
પ્રભુ સામાં પગલાં ભરે તો, ટળે દારિદ્રય ને રીસ. ભાવઠ.
જોડવા પાણિ દીન બોલવી વાણી, થાય વદન પીળું વરણ.
એ ચિહ્ન છે જાચક તણાં, જાચવાથી રૂડું મરણ. મામ ન.
જગતના મનની વાર્તા જાણે, અંતરજામી રામ,
ઈહાં બેઠાં નવનિધ આપશે, ત્યાં ગયાનું શું કામ. મામ ન.
સુદામો કહે નારને, કયમ ચાલે મારા પાય;
મિત્ર આગળ મામ મુકિયે, ધિક્ક પડો મારી કાય. મામ ન,
કહેવું નહિ પડે કૃષ્ણજીને, નથી અંતરજામી અજાણ;
ઘટ ઘટમાં વ્યાપી રહ્યો છે, પૂરણ પુરૂષ પુરાણ. ભાવઠ.
દશ માસ ગર્ભવાસ પ્રાણી, શો કરે ઉદ્યમ;
એવું જાણી સંતોષ આણો, હરિ વિસારશે કયમ. મામ ન.
તમે જ્ઞાની વૈરાગી ત્યાગી થઇ બેઠા, પંડિત ગુણભંડાર;
હું જુગતે જાચું કયમ કરી, અબળાનો અવતાર. ભાવઠ ભાંગશેરે.

### વલણ.

અવતાર સ્ત્રીનો અધમ કહીને, ઋષિપત્ની આંસુ ભરે;
દુઃખ પામતી જાણી પ્રેમદા, પછી સુદામોજી ઉચરે. ૩૩

### કડવું ૪ થું-રાગ રામગ્રી.

પછી સુદામોજી બોલિયા, સુણ સુંદરી રે;
શી કહું હું શીખામણ, ઘેલી કોણે કરી રે.
જે નિરમ્યું છે તે પામિયે, સુણ સુંદરી રે,
વિધિએ લખી વૃદ્ધિ હાણ, ઘેલી કોણે કરી રે.
દીધા વિના ક્યાંથી પામિયે, સુણ સુંદરી રે;
નથી આપ્યું જમણે હાથ, ઘેલી કોણે કરી રે.
જો ખડધાન જ વાવિયે, સુણ સુંદરી રે;
તો ક્યાંથી જમીએ શાળ, ઘેલી કોણે કરી રે.
જળ વહી ગયે શી શોચના, સુણ સુંદરી રે;
જો પ્રથમ ન બાંધી પાળ, ઘેલી કોણે કરી રે.
એકાદશી વ્રત નવ કર્યાં, સુણ સુંદરી રે;
નવ કીધા તીર્થોપવાસ, ઘેલી કોણે કરી રે.
અગ્નિ તૃપ્ત કીધા નહિ, સુણ સુંદરી રે;
નહિ શ્વાન વાયસ ગોગ્રાસ ઘેલી કોણે કરી રે.
બ્રહ્મભોજન કીધાં નહિ, સુણ સુંદરી રે;
નથી કીધા હોમ હવન, ઘેલી કોણે કરી રે.
અતિથિ નિર્મૂળ વાળિયા, સુણ સુંદરી રે;

તો ક્યાંથી પામિયે અન્ન, ઘેલી કોણે કરી રે.
હરિપ્રસાદ લીધો નહિ, સુણ સુંદરી રે;
નિત્ય અશુદ્ધ કીધો આહાર, ઘેલી કોણે કરી રે. ૨૦
આપ ઉદર પાપે ભર્યું, સુણ સુંદરી રે;
છુટયાં પશુ તણો અવતાર, ઘેલી કોણે કરી રે.
સંતોષ અમૃત ચાખિયે, સુણ સુંદરી રે;
હરિચરણે સોંપી મન, ઘેલી કોણે કરી રે.
ભક્તિએ નવનિધિ આપશે, સુણ સુંદરી રે, ૨૧
ધરો ધીર તમે સ્ત્રી જન, ઘેલી કોણે કરી રે.
આંખ ભરી અબળા કહે, ઋષિરાયજી રે;
મારૂં જડ થયું છે મન, લાગું પાયજી રે.
એ તો જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજી રે;
રૂએ બાળક લાવો અન્ન, લાગું પાયજી રે, ૩
અન્ન વિના ચાલે નહિ, ઋષિરાયજી રે;
મોટા જોગેશ્વર હરિભક્ત; લાગું પાયજી રે.
અન્ન વિના ભજન સૂઝે નહિ, ઋષિરાયજી રે;
જીવે અન્ને આખું જગત, લાગું પાયજીરે.
શિવે અન્નપૂર્ણા ઘેર રાખિયાં, ઋષિરાયજી રે. ૩
સૂર્યે રાખ્યું અક્ષયપાત્ર, લાગું પાયજી રે.
ઇંદ્ર સેવે કામધેનુને, ઋષિરાયજી રે.
તો આપણે તે કોણ માત્ર, લાગું પાયજીરે.

સુર સેવે કલ્પવૃક્ષને, ઋષિરાયજી રે;
મનવાંછિત પામે આહાર, લાગું પાયજી રે.
ધર્મ પ્રાણ અન્ન વિના નહિ, ઋષિરાયજી રે;
ઉભો અન્ને સકળ સંસાર, લાગું પાયજી રે.
ફેરાનું ફળ જાશે નહિ, ઋષિરાયજી રે;
જઈ જાચો કૃષ્ણ બળદેવ, લાગું પાયજી રે.
વિધિએ લખ્યા અક્ષર દરિદ્રના, ઋષિરાયજી રે;
ધોશે ધરણીધર તતખેવ, લાગું પાયજી રે.

### વલણ.

તત્ક્ષણ ત્રીકમ છેદશે, દરિદ્ર કેરાં ઝાડ રે;
નાથ પધારો દ્વારિકા, હું માનું તમારો પાડ રે.

## કડવું ૫ મું-રાગ રામગ્રી.

કહે શુક જોગી સાંભળો રાયજી, ફરી ફરી પ્રમદા લાગે પાયજી,
વિપ્ર સુદામો આપ વિચારેજી નિશ્ચે જાચવા જવું પડશે મારેજી.

### ઢાળ.

જાવું પડશે સર્વથા, ઘણું રૂએ અબળા રાંક;
અન્ન વિના બાળક ટળવળે, એમાં માત તણો શો વાંક.
પત્ની પ્રત્યે કહે સુદામો, તું સાંભળ મારી વાત;
કહો ભામિની ભગવંત આગળ, ભેટ શી મુકું હાથ.
કાકા કહીને કુંવર આવે, કૃષ્ણસુત સમુદાય;

ખાવા માગે મુજ કને, ત્યારે શું મેલું કરમાંહ્ય.
સુણી હરખ પામી પ્રેમદા, ગઇ પાડોશણની પાસ;
બાઇ આજ કામ કરો મારૂં, જાણે વણમૂલે લીધી દાસ.
દ્વારામતિ મમ પતિ જાય છે, જાચવા જાદવરાય;
અમો બમણું કરીને આપીશું, કાંઇ આપો ઉછીતું માય.
પાડોશણને દયા આવી, આ દુર્બળ આવી લેવા.
સુપડું ભરીને કાંગ આપ્યા, આ બાઇ તમારે દેવા.
ઉખળે ઘાલી ઓખણ્યા, તેને કીધા શ્વેત;
તગતગતા કરી કરમાં આપ્યા, ઋષિજી પામ્યા હેત.
મારગમાં છોવાય નહિ, છે ત્રીકમના તાંદૂળ;
લેઇ જાવા છે દ્વારામતી, નથી બાંધવા પટકૂળ.
ઉપરા ઉપરી બંધન બાંધ્યાં, ચીથરાં દશ વીશ;
રત્નની પેરે જત્ન કીધું, જયમ ચડે છોડતાં રીશ.
ઋષિ સુદામાને કહે બાળકડાં, કરીને રોતાં મુખ;
પિતાજી એવું લાવજો, જયમ જાય આપણી ભૂખ.
દીન વાણી સાંભળીને, મુનિએ મુકયો નિઃશ્વાસ;
સુદામો કહે પુત્રને, પરબ્રહ્મ પૂરશે આશ.
ઋષિ સુદામો સંચર્યા, વોળાવી વળ્યો પરિવાર;
ત્યાગી વૈરાગી વિપ્ર છે, ને ભક્તના શણગાર,
ભાલ તિલકને માળા કંઠે, રસનાએ ભણતો જાય,
મુખ કુખનું જાળું વાધ્યું, કદ્રુપ દીસે શાય.

પવને જટામાંથી ભસ્મ ઉડે, ધુમ્ર ગોટાગોટ,
ઉપ નરેણું અભ્ર છાયે, જોજન કોટાન કોટ.
ધસમસે ને ધાય મુનિવર, મુખે શ્વાસ ન માય,
જે માર્ગમાં સામું મળે તે, દેખી વિસ્મય થાય.
તૈલાભ્યંગ સ્વપ્ને ન ઈચ્છે, છે લુખું ઋષિનું ગાત્ર;
એક હાથમાં જેષ્ટિકા, એક હાથે ગ્રહ્યું તુંબી પાત્ર.
કૌપીન જીરણ વસ્ત્રનું, વનફૂળ છે પરિધાન,
પણ ભાગ્ય ભાનું ઉદય થયો, હરિ કરશે આપ સમાન;

વલણ.

આપ સમાન કરશે કૃષ્ણજી, શુકજી કહે સુણો નરપતિ;
થોડે શ્રમે ઋષિ સુદામો, પહોંચ્યા પુરી દ્વારામતી.

## કડવું ૬ ઠું.—રાગ સારંગ.

ઋષિ કહે સાંભળ નરપતિ, સુદામે દીઠી દ્વારામતી:
કનક કોટ ચળકારા કરે, મણિમય રત્ન જડયાં કાંગરે.
કોઠા કોશીસાં શોભે પર્મ, જેવું વિશ્વકર્માનું કર્મ;
દુર્ગે ધજા ઘણી ફરફરે, દુદુંભી ઢોલ ત્યાં ગડગડે;
સુદર્શન ફરતું ત્યાં સોહે, ગંભીર નાદ સાગર મન મોહે.
ત્યાં તો ગોમતી સંગમ થાય, ચારે વર્ણ ત્યાં આવી ન્હાય.
પરમ ગતિ પ્રાણિ પામે ઘણા, નથી મુક્તિપુરીમાં મણા;
ઋષિ સુદામે કીધું સ્નાન, પછી પુરમાં પેઠા ભગવાન.
રૂપ જોઈ જોવા સઉ મળે, ખીજવે બાળક પુંઠળ પળે;

જાદવ સ્ત્રી તાળી દઈ હસે, ધન્ય નગર આવો નર વસે.
કીધાં હશે વ્રત તપ અપાર, તે સ્ત્રી પામી હશે આ ભરથાર;
કોઈ કહે ઇંદ્ર કોઇ કહે કામ, એને રૂપે હારશે કેશવ રામ.
પતિવ્રતાનાં મ્હોશે મન, મર્મ વચન બોલે સ્ત્રીજન;
કોઇ કહે હાઉ આવ્યો વિકરાળ, દેખાડો રોતાં રહેશે બાળ.
ઘણી ચેષ્ટા પુંઠળથી થાય, સુણી સુદામો હસતા જાય.
પુંઠે બાળક કાંકરા નાંખે, ઋષિજી રામકૃષ્ણ મુખથી ભાખે.
પાડે તાળી વજાડે ગાલ, પુંઠે ફરી વળ્યાં નહાનાં બાળ;
કોઈ વૃદ્ધ જાદવે દીઠા ઋષિ, સાધુની દૃષ્ટિ તેણે ઓળખી.
તેણે બાળક સહુ કાઢયાં હાંકી, પૂછ્યા સમાચાર ઉભા રાખી;
કૃપાનાથ કયાંથી આવીયા, આ પુરને કયમ કીધી મયા.
પ્રત્યુત્તર બોલ્યા ઋષિજન, મને હરીદર્શનનું મન;
તે જાદવે કીધો ઉપકાર, દેખાડી દીધું રાજદ્વાર.
હરિ મંદિર આવ્યા ઋષિરાય, ઉભા રસ્તે ચાલ્યું નવ જાય;
દ્વારપાળ દિગ્પાળ સમાન, ધામ ઓટલે ઉગ્યા ભાણ
શોભે હાટ ચૌટાં ને ચોક, છજાં ઝરૂખા બારી ગોખ;
અટારી જાળી મેડી માળ, જડિત્ર કઠેરા ઝાકઝમાળ.
ચળકે કામ ત્યાં મીનાકારી, અમરાપુરી નાખું ઓવારી;
સભામાં ચળકે સ્ફાટિક મણીના સ્થંભ, થઇ રહ્યાછે નાટારંભ
મૃદંગ ઉપંગ મધુરાં તાળ, ગાય હરિણનાં ગીત રસાળ;
રમક ઝમક ઘુઘરી થાય, તે સુદામોજી જોતા જાય.

ધજા પતાકા કળશ બિરાજે, જાંગડ જાંગડ દુંદુભી વાજે;
બોલે શરણાઇ ભેરી નફેરી, ઉત્સવ મંગળ શેરીએ શેરી.
હરતા ફરતા હીંડે ઘોડા, બાંધ્યા હેમ તણા અછોડા;
ડોલે મદગળતા માતંગ, ગજશાળાનો નવલો રંગ.
હેમ કળશ ભરી લાવે પાણી, દાસીઓ જાણે ઇંદ્રાણી;
છપ્પન કોટિ જાદવની સભા, નવ રાખે દાનવની પ્રભા.
અનંત યોદ્ધા ઉભા પ્રતિહાર, સાચવે શામળિયાનું દ્વાર,
ત્યાં સુદામો ફેરા ફરે, સંકલ્પ વિકલ્પ મનમાં કરે.
ગહન દીસે છે કર્મની ગતિ, હતા એક ગુરૂના વિદ્યારથી;
એ થઇ બેઠો પૃથ્વી પતિ, મારા ઘરમાં ખાવા રજ નથી.
રમાડતો ગોકુલ માંકડાં, ગુરૂને ઘેર લાવતો લાકડાં;
તે આજ બેઠો સિંહાસન ચડી, મારે તુંબડી ને લાકડી.
વળી ઋષીને આવ્યું જ્ઞાન, અલ્પ જીવ હું એ ભગવાન;
એક વાર પામું દર્શન, તો હું પામ્યો ઇંદ્રાસન.
છે વિવેકી હરિના છડીદાર, પુછયા સુદામાને સમાચાર;
મા'નુભાવ કરૂણા કરી, તવ સુદામે વાણી ઓચારી.
છું દુર્બલ બ્રાહ્મણ અવતાર, માધવ સાથે મિત્રાચાર;
પ્રભુને જઇ કહો પ્રણામ, આવ્યો છે વિપ્ર સુદામો નામ.

વલણ.

નામ સુદામો જઈ કહો, ગયો ઘરમાં પ્રતિહાર રે;
એક દાસી સાથે કહાવીયા, શ્રીકૃષ્ણને સમાચાર રે.

## કડવું ૭ મું-રાગ મારૂ.

સૂતા શય્યાએ શ્રીઅવિનાશરે, અષ્ટ પટરાણીઓ છે બે પાસ રે:
રુક્મિણી તળાંસે પાય રે, મિત્રવિન્દા ઢોળે છે વાય રે.
ધર્યું દર્પણ ભદ્રા નારી રે, જાંબુવતીયે ગ્રહી જળઝારી રે;
યક્ષકર્દમ સત્યા સેવે રે, કાલિંદીજી અગર ઉસેવે રે.
લક્ષ્મણા તાંબુલ લાવે રે, સત્યભામા બીડી ખવરાવે રે;
હરિ પોઢ્યા હીંડોળાખાટ રે, પાસે પટરાણી છે આઠરે.
બીજી સોળ સહસ્ર શતશ્યામા રે, કોઈ હંસ ગતી ગજગામારે:
મૃગાનેણી ને ચંદ્રચકોરીરે, કોઈ શ્યામલડી કોઇ ગોરી રે.
કોઇ મુગ્ધા બાળ કીશોર રે, ખળકાવે કંકણ મોરી રે;
ચપળા ચિતડું લે ચોરી રે, કોટે હાર કંચુકી કોરી રે.
કોઇ ચતુરા સંગીત નાચે રે, કોઇ રીઝવે ને ઘણું રાચેરે;
એક બીજીને વાત વાસે રે, સરખાસરખી ઉભી પાસે રે.
હરિ આગળ હરિગુણ ગાતી રે, વસ્ત્ર વિરાજે નાનાભાતીરે:
ચંગ ઉપંગ મૃદંગ ઘણાં ગાજે રે, શ્રીમંડળ વીણા વાજેરે.
ગાંધર્વી કળા કોઇ કરતી રે, શુભ વાક્ય મુખ ઉચરતીરે,
ચતુરા નવ ચુકે તાળી રે, મર્મવચન બોલે મરમાળી રે.
જેથી રીઝે પ્રાણાધાર રે, એમ થઇ રહ્યો થેઇથેઇકાર રે;
એવે દાસી ધાતી આવી રે, જોઇ નાથે પાસે બોલાવી રે.
બોલી સાહેલી શિર નામીરે, દ્વારે દ્વિજ આવ્યો કોઇ સ્વામીરે;
ન હોય નારદ અવશ્યમેવ રે, નહિ વસિષ્ઠ ને વામદેવ રે.

ન હોય દુર્વાસા ને આગસ્ત્ય રે, મેં તો ઋષિ જોયા છે સમસ્તરે;
નહિ વિશ્વામિત્ર કે અત્રિ રે, નથી લાવ્યો ચિઠ્ઠી કે પત્રીરે.
દુઃખી દરિદ્ર સરખો ભાસે રે, એક તુંબીપાત્ર છે પાસે રે;
પિંગળ જટાભસ્મે ભરિયો રે, ક્ષુધારૂપી નારીને વરિયો રે.
શેરીએ શેરીએ થોકાથોક રે, તેને જોવા મળ્યા બહુ લોક રે.

તેણે કહાવ્યું કરી પ્રણામ રે, મારૂં વિપ્ર સુદામો છે નામરે.
એમ દાસી કહે કર જોડી રે, ખરો ખરો કહે રણછોડ રે;
મારો બાળસ્નેહી સુદામો રે, હું દુખિયાનો વિસામો રે.
ઉઠી ધાયા જાદવ રાય રે, નવ પહેર્યાં મોજાં પાય રે.
પીતાંબર ભૂમિ ભરાય રે, રાણી રુકમણિ ઉંચ્યાં સ્હાય રે;

અતિ આનંદે ફુલી કાય રે, હરિ દોડે ને શ્વાસે ભરાય રે.
પડે આખડે બેઠા થાય રે, એક પળ તે જુગ જેવી જાય રે;
સ્ત્રીઓને કહી ગયા ભગવાન રે, પૂજા થાળ કરો સાવધાન રે.
હું જે ભોગવું રાજ્યાસન રે, તે તો એ બ્રાહ્મણનું પુન્ય રે;
જે કોઇ નમશે એના ચરણ ઝાલીરે, તે નારી સહુપેં મને વાલીરે.

તવ સ્ત્રી સહુ પાછી ફરતી રે, સામગ્રી પૂજાની કરતી રે;
સહૂ કહે માંહો માંહી બાઇરે, કેવા હશે શ્રીકૃષ્ણના ભાઇ રે.
જેને શામળીયાનું સ્નેહ રે, હશે કંદર્પ સરખો દેહ રે;
લઇ પુજાના ઉપહાર રે, રહી ઉભી સોળ હજાર રે.
બાઇ લોચનનું સુખ લીજે રે, આજ જેઠનું દર્શન કીજે રે;

ઋષિ શુકજી કહે સુણુ રાય રે, શ્યામળિયોજી મળવા જાય રે.
છબીલાજીએ છૂટી ચાલેરે, દીધી દોટ તે દિનદયાળ રે;
સુદામે દીઠા કૃષ્ણ દેવ રે, છૂટયાં આંસુ શ્રાવણ નેવ રે.
જુએ કૌતક ચારે વર્ણ રે, કયાં આ વિપ્ર કયાં અશરણશર્ણ રે,
જુએ દેવ વિમાને ચઢિયા રે, પ્રભુ ઋષિજીને પાયે પડિયા રે. ૪૫

હરિ ઉઠાડ્યા ગ્રહી હાથ રે, ઋષિજી લીધા હૈડા સાથ રે;
મળ્યા જાદવ જોવા પુંઠે રે, પ્રેમનાં આલિંગન નવ છૂટે રે.
મુખ અન્યોઅન્ય જોયાં રે, હરિનાં આંસુ સુદામે લ્હોયાં રે;
તુંબીપાત્ર ઉલાળીને લીધું રે, દાસત્વ દયાળે કીધું રે.
ઋષિ પાવન કર્યું મુજ ગામ રે, તમે પવિત્ર કર્યા રંકધામ રે; ૫૦

તેડી આવ્યા વિશ્વાધાર રે, મંદિરમાં હરખથી અપાર રે.
હસ્ત ઝાલી હરખે મોરારિ રે, જોઇ હાસ્ય કરે સહુ નારીરે;
ઘણું વાંકાબોલાં સત્યભામારે, આવા કુટડા મિત્ર સુદામા રે.
હરિ તેને ઉઠીને શું ધાયારે, ભલી નહાનપણની માયા રે;
ભલી જોવા સરખી જોડી રે, હરિને સોંધો એને શાખોડી રે. ૫૫

જે કોઇ બાળક બહાર નિકળશે રે, તે તો કાકાને દેખી છળશેરે;
નવ બોલ્યા રૂકમિણી રાણી રે, તમે બોલો છો શું જાણીરે.

### વલણ

શું બોલો વિસ્મય થઇ, હરિભકતને ઓળખો નહિ;
બેસાડ્યા મિત્રને શય્યા ઉપર, ઢાળે વાયુ હરિ ઉભા રહી. ૫૯

## કડવું ૮ મું-રાગ સોરઠી

ભકતાધીન દીનને પૂજે, દાસ પોતાનો જાણી;
સુખશય્યાપર ઋષિને બેસાડી, ચમર કરે ચક્રપાણી રે. ભકતા૦
નેત્ર શામસ્યા નાથે કીધી, આવી અષ્ટ પટરાણી;
મંદ મંદ હસે સત્યભામા, આઘો ઘુંઘટ તાણી રે. ભક્તા૦
જેના નાભિકમળમાંથી બ્રહ્મા પ્રકટયા, આ જગ પળમાં કીધું.
જેણે મુખમાં જગત દેખાડયું, માતાનું મન લીધું રે. ભક્તા૦
વિશ્વામિત્ર સરખા તાપસને, દોહલે દર્શન દીધું;
તેણે સુદામાના પગ પખાળી, પ્રીતે પાદોદક પીધું રે. ભક્તા૦
પોતાને ઓઢવાની પ્રીત પછેડીએ, લોહ્યા ઋષિના પાય;
ઉભા રહી કર વીંઝણો ગ્રહીને, વીઠ્ઠલ ઢાળે વાય રે. ભક્તા૦
થાળ ભરી વૈદર્ભી લાવ્યાં, ઘુતપકવ પકવાન;
શર્કરાસંયુકત ઋષિને, કરાવ્યાં પય પાન રે. ભક્તા૦
શુદ્ધાચમન તંબોળ ખવરાવ્યા, ધરી પ્રેમ શામળવાન;
વાંચ્છ્યું તે પ્રસાદ પ્રમાણે, આરોગ્યા ભગવાનરે. ભક્તા૦
જે સુખ આપ્યું સુદામાને, તે હરિ બ્રહ્માદિકને નાપે;
ફરી ફરી મુખ જુએ મુનિનું, આનંદ મુકુંદને વ્યાપે રે. ભક્તા૦
સુદામાને ચિંતા મોટી, રખે દેખે કાયા કાંપે;
પેલી ગાંઠડી તાંદુલ તણી તે, જંઘા નીચે લેઇ ચાંપે રે. ભક્તા૦

### વલણ.

જંઘા નીચે ચાંપે ઋષિ, ગાંઠડી તાંદુલ તણી;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરને, જાણ્યા તણી ગત્ય છે ઘણી.

### કડવું ૯ મું–રાગ મલાર.

ગોવિંદે માંડી ગોઠડી, કહોને મિત્ર અમારા;
સાંભળવા આતુર છું, સમાચાર તમારા. ગોવિંદે.
શે દુઃખે તમે દુબળા, એવી ચિંતા કેહી;
મન મુકીને કહો મને, મારા બાળસ્નેહી. ગોવિંદે.
કોઇ સદગુરૂ તમને મળ્યો, તેણે કાન શું ફુંક્યો;
વેરાગી ત્યાગી થયા, સંસાર શું મુકયો. ગોવિંદે.
શરીર પ્રજાળ્યું જોગથી, તપે દુઃખે દેહી;
છો તે કિયે દુઃખે દૂબળા, મારા પૂર્વસ્નેહી. ગોવિંદે.
કો' શત્રુ કોઇ માથે થયો, ઘણાં દુઃખનો દાતા;
કે કાંઇ ચોરીએ ગયું, તેણે નહિ સુખશાતા. ગોવિંદે.
કાંઇ ધાતુપાત્ર કને નહિ, આવ્યા તુંબડું લેઇ;
વસ્ત્ર નથી કાંઇ પહેરવા, મારા બાળસ્નેહી. ગોવિંદે.
કે સુખ નથી કાંઇ સંસારનું, કાંઈ કર્મને દોષે;
ભાભી અમારાં વઢકણાં, તે શું લોહીડે શોષે. ગોવિંદે.
કે શું ઉદર ભરાતું નથી, તેણે સૂકી દેહી;
એ દુઃખમાં કિયું દુઃખ છે, મારા પૂર્વસ્નેહી. ગોવિંદે.

પછી સુદામાજી બોલિયા, પ્રભુને શીશ નામી;
તમારૂં અજાણ્યું કાંઇ નથી, છો અંતરજામી. ગોવિંદે.
અમને તો દુઃખ વિજોગનું, નહિ પ્રભુજી પાસે;
આજ હરિ હુને જો મળ્યા, પિંડ પુષ્ટ જ થાશે. ગોવિંદે. ૨૦

## કડવું ૧૦ મું–રાગ રામગ્રી.

પછી શામળિયો બોલિયા, તને સાંભરે રે.
હાજી નહાનપણાની પેર, મને કેમ વિસરે રે.
આપણ બે મહિના પાસે રહ્યા, ત. હાજી સાંદીપનિ ઋષિને ઘેર. મને.
અન્નભિક્ષા માગી લાવતા ત. હાજી જમતા ત્રણે ભ્રાત. મને.
આપણ સૂતા એક સાથરે, ત. સુખદુઃખની કરતા વાત. મને. ૫
પાછલી રાતના જાગતા, ત. હાજી કરતા વેદની ધુન્ય. મને.
ગુરૂ આપણા ગામે ગયા, ત. હાજી જાચવા મુન્ય. મને.
કામ દીધું ગોરાણીયે, ત. કહ્યું લઇ આવોને કાષ્ટ. મને.
શરીર આપણાં ઉકળ્યાં, ત. હાજી માથે તપ્યો અરિષ્ટ. મને.
સ્કંધે કહોવાડા ધર્યા, ત. ઘણું દૂર ગયા રણછોડ. મને. ૧૦
આપણે વાદ વધ્યા ત્રણ બાંધવા, ત. હાજી ફોડશું મોટું ખોડ. મને.
ત્રણે ભારા બાંધ્યા દોરડે, ત. હાજી આવ્યા બારે મેહ. મને.
શીતળ વાયુ વાયો ઘણો, ત. ટાઢે થરથર ધ્રૂજે દેહ. મને.
નદીયે પૂર આવ્યું ઘણું, ત. ઘન વરસ્યો મુસળધાર. મને.
એકે દિશા સૂઝી નહિ, ત. થયા વીજતણા ચમકાર. મને. ૧૫

ગુરૂજી ખોળવા નિસર્યા, ત. કહ્યું સ્ત્રીને ક્રોધે તેં કે'ર. મને.
આપણને હૃદયા શું ચાંપિયા, ત. પછી તેડીને લાવ્યા ઘેર. મને.
ઓરાણી ગૌ ફ્હોતાં હતાં, ત. ફ્હોણી માગ્યાની ટેવ. મને.
મેં નિશાળેથી કર વધારીયા, ત. હાજી દીધી ફ્હોણી તતખેવ. મને.
જ્ઞાન થયું ગુરૂપત્નીને; ત. તમને જાણ્યા જગદાધાર. મને. ૨૦
ગુરૂદક્ષિણામાં માગિયું, ત. હાજી મૃત્યુ પામ્યો જે કુમાર. મને.
મેં સાગરમાં ઝંપલાવિયું, ત. તમે શોધ્યાં સપ્ત પાતાળ. મને.
હું પંચાનન શંખ લાવિયો, ત. પછી આવી મળ્યો જમરાય. મને.
સમયની પુરી હું ગયો, ત. હાજી પછે થયા વિદાય. મને. ૨૪
આપણે તે દિનથી જૂદા પડ્યા, ત. હાજી ફરિને મળિયા આજ. મને.
હું તુજ પાધ વિદ્યા ભણ્યો, ત. મને મોટો કર્યો મહારાજ. મને.

## વલણ.

મહારાજ લાજ નિજ દાસની વધારો છો શ્રી હરિ;
પછી દરિદ્ર ખોવા દાસનાં, સૌમ્ય દ્રષ્ટિ શ્યામે કરી. ૨૮

## કડવું ૧૧ મું–રાગ વસંત.

સકળ સુંદરીયો દેખતાં ગોષ્ટિ ગોવિંદે કીધી.
પછે દરિદ્ર ખોવા દાસનાં, ગાંઠડી દૃષ્ટિમાં લીધી. સકળ. ટેક.
મનવાંછિત ફળ હું પામ્યો, મિત્રજી મળવા આવ્યા;
ચતુર ભાભીએ ભેટ મોકલી, કહો સખા શું લાવ્યા. સકળ.
અઢળક ઢળિયો રે શ્યામળીયો, મુષ્ટિ તાંદુલ માટે; ૫

ઈંદ્રનો વૈભવ સેજમાં આપ્યો, સ્વલ્પ સુખડી સાટે. સકળ.
ચરણ તળે ચાંપી રહ્યા સુદામો, કૃષ્ણજી કહે છે કહાડો;
અમ જોગ જો ભેટ ન હોય, તો દૂર થકી દેખાડો.
એ દેવતાને દુર્લભ દીસે, જાચે જાદવરાય;
જો પવિત્ર સુખડી પ્રેમે આપો, તો ભવની ભાવઠ જાય. સકળ.

ભગવાનની સ્ત્રીઓ ભર્મમાં ભૂલી, જુએ મળી સમસ્ત;
અમૃતફળ કે સંજીવન મણિ, હરિ ઓઢે છે હસ્ત. સકળ.
આમ હરિ જ્યાં હાથ લગાડે, ઋષિ ખસેડે આમ;
ભક્ત હેત પોતે દેખાડે, સઉને સુંદરશ્યામ. સકળ.
અવલોકવા ઉભી સહુ નારી, કર ધરી કનકનાં પાત્ર;

જદુપતિને જાચે સઉ નારી, અમને આપજો તિલમાત્ર. સકળ.
સુદામો ચિંતામાં પડિયો, લજ્જા મારી જાશે;
ભર્મ ભાગશે તાંદુલ દેખી, કૌતક મારૂં થાશે. સકળ.
સ્ત્રીને કહેથી હું થયો લોભી, તુચ્છ ભેટ અહિયાં આણી;
લજ્જા લાખ ટકાની ખોઈ, ઘર ઘાલ્યું ધણિયાણી. સકળ.

સુદામાના મનની શોચના, શામળિયે સઉ જાણી;
હસતાં ખસતાં પાસે આવી, તાંદુલ લીધા તાણી. સકળ.
હેઠળ હેમની થાળી મેલી, વસ્તુ લેવા જગદીશ;
છોડે છબીલો પાર ન આવે, ચીથરાં દશવીશ. સકળ.
પટરાણીઓ જોઇ અચરજ પામી, છે પારસ કે રત્ન;

અમરફળ કે સંજીવન મણિ, આવડું કીધું છે જત્ન. સકળ.
કણ વેરાણા ને પાત્ર ભરાણું, જોઇ રહ્યો જુવતીનો સાથ;
તાંદુલના કણ હૃદય ચાંપી, બોલ્યા લક્ષ્મીનાથ. સકળ.
સુદામા મેં આ અવનિમાં, લીધા બહુ અવતાર;
આ તાંદુલનો સ્વાદ છે એવો, નથી આરોગ્યો એક વાર. સ૦ ૩૦

મોટા મોટા મિત્ર મેં જોયા, ધ્રુવ અંબરીષ, પ્રહ્લાદ;
આ તાંદુલના એકે મિત્રે, દેખાડ્યો નથી સ્વાદ. સકળ.
તુચ્છ ભેટ ભારે કરી માની, વિચાર્યું ભગવાન;
સાત જન્મ સુદામે, નથી કીધાં પુણ્ય દાન. સકળ૦
જાચક રૂપ થયા જગજીવન, પ્રીત હૃદયમાં વ્યાપી; ૩૫

મુખમાં મુષ્ટિ તાંદુલ મુકયા, દારિદ્ર નાંખ્યાં કાપી. સકળ૦
કર મરડીને ગાંઠડી લીધી, સાથેનાં દુ:ખ મોડ્યાં;
જેમ જેમ ચીંથરાં છોડ્યાં, નાથે ભવનાં બંધન તોડયાં. સકળ૦
જ્યારે તાંદુલ મુખમાં મુકયા, ઉડી છાપરી આકાશ;
તેણે સ્થાનક સુદામાને થયા, સપ્ત ભૂમિના આવાસ. સકળ૦ ૪૦

ઋષિપત્ની થયાં રૂકમિણી સરખાં, શ્યામ સરિખા પુત્ર;
એ વૈભવને કવિ શું વખાણે, જેવું કૃષ્ણનું ઘરસૂત્ર. સંકળ૦
બીજી મૂઠી જ્યારે મુખમાં મુકે, ત્યાં ગ્રહ્યો રૂકમિણીએ પાણ;
એમાં શું ઓછું છે સ્વામી, અમને આપો ચતુરસુજાણ. સકળ.
અષ્ટમહાસિદ્ધિ ને નવનિધિ, તે મોકલી વણ માગી; ૪૫

તે સુદામો નથી જાણતાં, જે ભવની ભાવઠ ભાગી. સકળ૦
હાથી ડોલે ને દુંદુભી બોલે, ગુણિજન ગાયે સાખી;
જડિત્ર હિંડોળો હેમનો બાંધી, હીંચે છે હરિણાક્ષી. સકળ૦
હીરા રત્ન કનકયમ કોટિ, હાર્યો દ્રવ્યે કુબેર;
કોટિધ્વજ લાખેણાં વાજે, છપ્પન ઉપર ભેર. સકળ. ૫૦

### વલણ.

વાજે ભેર અખંડ ભંડારની, ત્રુઠ્યા શ્રીગોપાળરે;
એમ રાત વાતમાં વહી ગઇ, થયો પ્રાત:કાળરે. ૫૨

## કડવું ૧૨ મું-રાગ મેવાડો.

શુકજી કહે સાંભળ રાજંન, પરમ કથા પ્રૌઢ પાવંન;
વળી વિચારે કમળાપતિ, મેં સુદામા સરખું આપ્યું નથી.
એકેકો કણ જે તાંદુલ તણો, ઈંદ્રાસનપેં મોંઘો ઘણો;
દુર્બળ દાસના ભાવની ભેટ, પરમ વિધિએ ભરાયું પેટ.
હું એ સરખો થઈ વનમાં તાપું, વૈકુંઠની રિદ્ધિ એને આપું; ૫
સોળ સહસ્ત્ર સાથે રૂકમિણી, સેવા કરે સુદામા તણી.
દ્વારિકા આપવા ઈચ્છા કરી, વળી મુઠી શ્રીનાથે ભરી;
ત્યારે રૂકમિણીએ સહાયો હાથ, અમે અપરાધ શો કીધો નાથ.
સામું જોઇ રહ્યાં દંપતિ, સોળ સહસ્રમાં પ્રીછતી નથી;
સકળ નારીને કરુણા કરી, તાંદુલ વહેંચી આપ્યા હરિ. ૧૦

તેમાં મુકયો સ્વાદ અપાર, સ્ત્રી આગળ રાખ્યો મિત્રનો ભાર;
હાસ્યવિનોદ કરતાં શર્વરિ, થયો પ્રાત સુદામે જાચ્યા હરિ.
મને વિદાય કરો જગજીવન, હરિ કહે પધારિએ સ્વામિન;
મને કૃપા કરજો કોઇ સમે, ઠાલે હાથે નરહરી નમે.
પ્રભુ પોળ લગી વોળાવા જાય, કોડી એક ન મુકી કરમાંહ્ય;

સત્યભામા કહે સુણો જાંબુવતી, કૃપણ થયા કેમ કમળાપતિ.
બ્રાહ્મણ વળી મિત્ર પોતા તણો, દરિદ્ર દુઃખે પીડેલો ઘણો;
તેને વાળ્યો નિર્મૂખ કરી, રૂકમિણી કહે શું સમજો સુંદરી.
બેલડિયે વળગ્યા વિશ્વાધાર, સુદામે જાતાં કર્યો વિચાર;
એના વૈભવ આગળ વળિયો છેક, પણ મને ન આપી કોડી એક.

સ્ત્રીની ચોરી મનમાં ધરી, પણ કાંઇ ગુપ્ત મને આપશે હરિ;
માધવ માર્ગે વોળાવા ગયા, પછી સુદામાજી ઉભા રહ્યા.
વિઠ્ઠલજી હવે પાછા વળો, તવ ભેટી રોયા શ્યામળો;
વળ્યા કૃષ્ણ ફરી મળજો કહી, પણ કરમાં કાંઇ મુકયું નહિ.
ઋષિ સુદામે મુકયો નિશ્વાસ, ચાલ્યો બ્રાહ્મણ થઈ ને નિરાશ;

ઋષિ પામ્યો મનમાં સંતાપ, નિંદા કરવા લાગ્યો આપ.
હું માગવા આવ્યો મિત્ર કને, તેણે મૃત્યું શેં નાખ્યું મને;
સ્ત્રીજિત નર તે શબ સમાન, રંડાયે ઉપજાવ્યું અપમાન.
એકાંતરા જો મળે જે અન્ન, કંદમૂળ કીજે પ્રાશન;
ભૂખે મરે બાળક ન્હાનડાં, ખવરાવિયે સુકાં પાંદડાં.

પવન પ્રાશીને ભરીએ પેટ, નીચ પુરૂષની કરીએ વેઠ;
કાષ્ટ કે તૃણનો વિક્રય કરી, અથવા પરઘેર પાણી ભરી.
અથવા વિષ પીને પોઢીએ, પણ મિત્ર કને નવ ઓઢીએ:
અજાચકવ્રત મુક્યું આજ, ખોઈ લાખ ટકાની લાજ.
દામોદરે મને કીધી દયા, મૂળગા મારા તાંદુલ ગયા;
કૃપણને ધન હોયે ઘણું, એને નગર છે સોના તણું.
બાંધી મુઠી ને મિત્રચાર, મોટો નિર્દય નંદકુમાર:
એને આપતાં શું ઓછું થાત, હું દુર્બળની ભાવઠ જાત.
સામા મળી મને ભેટ્યા હરિ, પગ પખાળીને પૂજા કરી:
આસન વ્યંજન ભોજન ભલું, મુજ રાંકને કોણ કરે એટલું.
એ સર્વ ધૂર્ત કપટીની સેવા, લટપટ કરી મારા તાંદુલ લેવા;
જેનું લે તેનો નવ રાખે ભાર, હરિને નિંદુ તો મને ધિક્કાર.
જો ગોપિનાં મન લીધાં હરિ; તો કમળાનું સુખ પામ્યાં સુંદરી:
ઋષિપત્નીનાં ખાધાં અન્ન, તો સાયુજ્ય મુક્તિ પામ્યાં સ્ત્રીજન,
ચંદન કુબ્જાજીનું લીધ, સ્વરુપ લક્ષ્મી સમાણું કીધ;
જો ભાજીપત્રનો કીધો આહાર, તો વિદુર તાર્યો સંસાર.
કૃપા કરી મને જગદાધાર, પણ મારૂં કર્મ કઠોર અપાર;
વિવેકજ્ઞાન સુદામે ગ્રહ્યું, ધન નાખ્યું તો સારૂં થયું.
ધને કરી મદ મુજને થાત, ભક્તિ પ્રભુની ભુલી જાત;
કૃષ્ણે મુજને કરૂણા કરી, દારિદ્ર દુ:ખ ન લીધું હરી.
સુખમાં વ્યાપે ક્રોધ ને કામ, દુખમાં સાંભરે કેશવરામ.

### વલણ.

રામ સાંભરે વૈરાગ્યથી, ઋષિ જ્ઞાનઘોડે ચડયા;
વિચાર કરતાં ગામ આવ્યું, ધામ દેખી ભુલા પડયા. ૫૩

## કડવું ૧૩ મું—રાગ રામગ્રી.

શુકજી ભાખે હરિગુણ ગ્રામજી, દીઠું સુંદર કંચન ધામજી,
મેડી અટારી અદ્ભુત કામજી, ઋષિ વિચારે ભૂલ્યો ઠામજી.

### ઢાળ

ઠામ ભુલ્યો પણ ગ્રામ નિશ્ચે, ધામ કોઈ ધનવંતનાં;
એ ભુવનમાં વશતા હશે, જેણે સેવ્યાં ચરણ ભગવંતનાં.
એવું વિચારી વિપ્ર વળિયો, બધું નગર અવલોકન કરી;

ઋષિ ઇચ્છા આણી સર્વ જોતાં, તે ભુવન પાછળ ફેરા ફરી,
પછી સુદામો પડ્યા સાંસામાં, વિચાર કરે વેગળા જઈ;
આ ભુવન કોણે કર્યાં હશે, પર્ણકુટી મારી ક્યાં ગઈ.
એ વિશ્વકર્મા રચી રચના, મનુષ્ય પામર શું કરે;
કુટુંબ મારૂં ક્યાં ગયું, ઋષિ વામ દક્ષિણ ફેરા ફરે.

કોઇ કીર્તિ બોલે હસ્તી ડોલે, હયશાળામાં હય હણહણે;
દાસી કનક કલશ ભરી પાણી લાવે, ઉભા અચુત સેવક આંગણે.
દુંદુભી વાજે ઢોલ ગાજે, મંડપ તાંડવ થાય છે,

મૃદંગ ધમકે ઘુઘરી ઘમકે; ગીત ગુણીજન ગાય છે.
જોઇ સુદામે નિશ્વાસ મુકયો, કોઇ છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુ:ખ નથી, પણ બાળક મારા કયાં ગયાં.
હોમશાળા, રૂદ્રશાળા, મારી પવિત્ર કુશની સાદડી;
ગોપીચંદન સન્માર્જની ગઇ, વિપત્ય આવડી કયમ પડી.
દૈવની ગતિ ગહન દીસે, પડયો પ્રાણુ કર્મ આધીન;
કુટુંબ વિટંબની વેદના, હુંને દૈવે દંડયો દીન.

તુટી સરખી ઝુપડી ને, લુંટી સરખી નાર;
સડયાં સરખાં છોકરાં, નવ મળ્યાં બીજી વાર.
સંકલ્પ વિકલ્પ કોટી કરતાં, ઋષિ આવાગમન હિંડોળે ચઢ્યા;
બારીએ બેશી પંથ જોતાં, નિજ કંથ સ્ત્રીની દષ્ટે પડયા.
સાહેલી એક સહસ્ર લેઈને, સતી ગઇ પતીને તેડવા;
જળ ઝારી ભરીને નારી જાએ, જાણે હસ્તિની કલશ રેડવા,
હંસગમનીને હર્ષ પૂરણુ, અભિલાષ મનમાં ઇચ્છિયા;
ઝાંઝર ઝમકે ઘુઘરી ઘમકે, વાજે અણુવટ વીંછિયા,
સુદામે જાણી આવી રાણી, ઈંદ્રાણી કે રુકૃમિણી;
સાવિત્રી કે સરસ્વતી, કે શક્તિ શિવશંકર તણી.
સાહેલી સહુ વીંટી વળી પદ્મિની લાગી પાય,
પુજા કરીને પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય.
થરથર ધ્રુજે ને કાંઇ સૂજે, છુટી જટા ઉઘાડે શીશ;

હસ્ત ગ્રહેવા જાય સુંદરી, તવ ઋષિજી પાડે ચીસ.
હુંતો સેજે જોઉં છું ઘર નવાં, મને નથી કપટ વિચાર; ૩૫

હુંતો વૃદ્ધ ને તમો જોબન નારી, છે કઠણ લોકાચાર.
ભોગાસકત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ;
જાવા દો મને કાં દમો છો, તમને હજો કલ્યાણ.
આંગણામાં કોઇ નર નથી, આ દીસે સ્ત્રીનું રાજ્ય;
તમને પાપણીઓ પરમેશ્વર પુછશે, હુને કાં આણો છો વાજ્ય ૪૦

ઋષિપત્ની કહે સ્વામી મારા, તમે રખે દેતા શાપ;
દારિદ્ર ગયાં નવાં ઘર થયાં, શ્રીકૃષ્ણ ચરણ પ્રતાપ.
એવું કહી કર ગ્રહીને ચાલી, તું સાંભળ પરીક્ષિત ભૂપ;
સુદામો પેઠા પોળમાં, થયું કૃષ્ણ સરખું રૂપ.

### વલણ.

રૂપે બીજા કૃષ્ણજી, જરા ગઇને જોબન આવિયું;
બેલડિયે વળગ્યાં દંપતી, જાણે કામ જોડું લજાવિયું, ૪૬

### કડવું ૧૪ મું—રાગ ધનાશ્રી.

નિજ મંદીર સુદામો ગયા, તત્ક્ષણ કૃષ્ણજી સરખા થયા;
દંપતી રાજ્ય શોભાએ ભર્યા, શ્રીકૃષ્ણે દુઃખ દોહેલાં હર્યાં.

## ઢાળ.

દોહેલાં ગયાં ને સોહેલાં થયાં, ભર્યાં ભવન લક્ષ્મી વડે;
એક મુષ્ટિ તાંદુલ આરોગ્યા, તે લક્ષ જશે નવ જડે.
વચન, વાહન, ભોજન ભૂષણ ભવ્ય ભંડાર;

ચામર, આશન, છત્ર બિરાજે, ઇન્દ્રનો અધિકાર.
મેડી અટારી છજાં જાળી, ઝમકે મીણાકારી કામ;
સ્ફટિક મણિએ સ્તંભ જડયા છે, કૈલાસ સરખું ધામ;
વિશ્વકર્માં ભુલે બ્રહ્મા, જોઇ ભવનનો ભાવ;
માણક મુકતા રત્ન હીરા, ઝવેર જોત્ય જડાવ

ગોળી ગોળા ઘડા ગાગર, સર્વ કનકનાં પાત્ર;
સુદામાના વૈભવ આગળ, કુબેર તે કોણ માત્ર.
ત્યાં જાચકનાં બહુ જુથ આવે, નિર્મુખ કોઈ ન જાય;
જેને સુદામો દાન આપે, લક્ષપતિ તે થાય.
ઋષિ સુદામાના પુર વિષે. ન મળે દરિદ્રી કોય.

કોટિધ્વજ ને લક્ષદીપક, અકાળ મૃત્યુ હોય.
યદ્યપિ વૈભવ ઈંદ્રનો પણ, ઋષિ રહે ઉદાસ;
વિજોગ રાખે ભોગનો, થઇ ગૃહસ્થ પાળે સંન્યાસ.
વેદાધ્યયન અગ્નિહોત્ર હોમે, રાખે પ્રભુનું ધ્યાન;
માળા ન મુકે ભક્તિ ન ચુકે, એવા વૈષ્ણવ ઋષિ ભગવાન.

સુદામાનું ચરિત્ર સાંભળે, તેનું દુઃખ દરિદ્ર જાય;
ભવ દુઃખ વામે મુક્તિ પામે, મળે માધવરાય.
વીરક્ષેત્ર વડોદરૂં, ગુજરાત મધ્યે ગામ:
ચતુર્વંશી જ્ઞાતિ બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામ.
સંવત સત્તર આડત્રીશમાં શ્રાવણ સુદિ નિદાન: ૨૫

તિથિ તૃતીયા ને ભૃગુવારે, પદબંધ કીધું આખ્યાન.
ઉદર નિમિતે સુરત સેવ્યું, ને ગામ નંદરબાર;
નંદીપુરામાં કીધી કથા, જથા બુદ્ધિ અનુસાર.

### વલણ.

બુદ્ધિમાને કથા કીધી, કરનારે લીલા કરી;
ભટ પ્રેમાનંદ નામ મિથ્યા, શ્રોતા બોલો જે હરિ. ૩૦

## સુદામાચરિત્ર સંપૂર્ણ.



# કવિચરિત્ર.

ગુજરાતના બહુમાન્ય કવિ શ્રી પ્રેમાનંદ વડોદરાના રહેવાસી, જાતે ચોવીસા બ્રાહ્મણ હતા. મહમદવાડીની વચલી પોળમાં રહેતા કૃષ્ણારામને ઘેર, સન ૧૬૩૬ માં એમનો જન્મ થયો હતો. મહમદવાડીની વચલી પોળનું નામ હમણાં એમની યાદગીરી દાખલ "કવિ પ્રેમાનંદની ખડકી" પાડવામાં આવ્યું છે. ત્યાંના એક કુવાને તો લાંબા વખતથી લોકો "પ્રેમાનંદનો કુવો" કહેતા આવ્યા છે. એમના પિતા કૃષ્ણારામ ગરીબ હતા. ભાવિ કવિને બાળક મૂકીને જ એમના બાપ અને મા બન્ને ગુજરી ગયાં હતાં. નમાબાપા બાળકવિને તેમની માસીએ ઉછેરીને મોટા કર્યા હતા.

રાજ્યોની ઉથલપાથલને લીધે દેશમાં કેળવણીની કંઈ સારી વ્યવસ્થા નહોતી, તેમજ ખરા અંતરની લાગણીવાળા સગાને અભાવે પ્રેમાનંદને ૧૪-૧૫ વર્ષ લગી કંઈ કેળવણી મળી નહોતી. એમ કહેવાય છે કે, બાળકવિ શ્રદ્ધાળુ હોવાથી કામનાથ મહાદેવમાં આવેલા એક સંત પાસે જતા અને એની સેવાચાકરી કરતા. વડોદરેથી ઉપડી જવાની આગલી રાતે પ્રેમાનંદને તેમણે સવારના પહોરમાં પોતાને મળવાનું કહ્યું હતું; પરંતુ કવિથી સંતના પ્રયાણ વખતે જવાયું નહિ, અને તે માર્ગે પડયા. પ્રેમાનંદ તરત પાછળ દોડયા અને થોડે દૂર જતાં જતાં પકડી પાડી તેમના ચરણમાં નમી પડયા. સંતે કહ્યું કે- "જો વહેલો આવ્યો હોત તો તને સંસ્કૃતનો કવિ થવા જેટલી વિદ્યા આપત; પણ કંઈ ફીકર નહિ, માતૃભાષાનો કવિ થવા જેટલી વિદ્યા તને આપું છું." આમ કહી સંતે તેમનું મુખ ઉઘડાવી જીભ પર

કંઈક લખ્યું અને તે દિવસથી પ્રેમાનંદને સરસ્વતી પ્રસન્ન થયાં. આ ચમત્કારી વાત ઉપરાંત તેમને વિદ્યા પ્રાપ્ત થયાની બીજી એક માન્ય વાર્તા એવી છે કે રામચરણ હરિહર નાગર નામે એક વિદ્વાન સંન્યાસી એજ મહાદેવમાં આવ્યા હતા અને કવિએ સેવાચાકરીથી તેમને પણ પોતા પ્રતિ વહાલ અને વાત્સલ્ય ઉપજાવ્યું હતું. સંન્યાસી વિદ્વાન હોઇ તેમણે કવિને ભણાવ્યા હશે, એમ કહેવું યોગ્ય છે. પ્રેમાનંદને સાથે લઇ તે હિંદુસ્તાનમાં બધે યાત્રાર્થે ફર્યા હતા, એટલે કવિને વિદ્યા અને દેશ દેશાવરનો સારો અનુભવ મળ્યો હતો: અને એજ સત્સંગથી પ્રેમાનંદ સાહિત્યમાં કવિ રૂપે અને વ્યવહારમાં એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ તરીકે જીવનસાફલ્ય પ્રાપ્ત કરી શક્યા હતા.

સંન્યાસી સાથે યાત્રા કરી આવ્યા પછી પ્રેમાનંદે બીજા આશ્રમમાં ઝોકાવ્યું; અને મહાભારત, રામાયણ તથા પુરાણોની જે કથાઓ સંસ્કૃતમાં પુરાણીઓ કરતા હતા. તે ગુજરાતી ચાલુ રાગમાં ઉતારી તેની પ્રાકૃતમાં કથાઓ કરવા માંડી. માણ, મંજીરાં ને તંબુરા સાથે પ્રેમાનંદની પહેલાં બ્રાહ્મણવ્યાસો પ્રાકૃત કથાઓ કરતા હો કે નહિ, પરંતુ એટલું તો પ્રેમાનંદનેજ આભારી છે, કે પ્રાકૃત કથાઓના પ્રથાને વિજયશિખરે ચઢાવી, એમના પછી થએલા વ્યાસોને માટે આજીવિકાનું નવુંજ ક્ષેત્ર તેમણે ખોલી આપ્યું કહેવાય. અત્યારે ગુજરાતમાં માણ ભટ્ટને નામે બ્રાહ્મણવ્યાસો જે મહાભારતાદિકમાંનાં આખ્યાનોની કથાઓ કરી જીવન ગાળે છે, તે ભટ્ટ પ્રેમાનંદનાં આખ્યાનોનેજ આભારી છે. મહા કવિની પ્રસાદીનોજ એ પ્રતાપ છે. પછી ભલેને વ્યાસો કથાનાં આખ્યાનોને પોતાનાં કહે, સો પ્રેમાનંદનું અનુકરણ માત્ર છે. સંસ્કૃતમાં કથા કરનારા પુરાણીઓ પ્રેમાનંદની સામે પડ્યા, પરંતુ વાણીના માધુર્યથી અને ચમત્કૃતિથી પૂર્ણ તેમનાં આખ્યાનો ઉપર લોક ગાંડા ને

ઘેલા થઇ ગયા. સુરત, નંદરબાર, ભરૂચ અને વડોદરામાં ભટ્ટ પ્રેમાનંદની કથાઓ સામે પુરાણીઓની હરિફાઇ ચાલી નહિ. કેટલીક વાર સ્વદેશમાં માણસ અને વસ્તુની કિમ્મત થતી નથી, પણ પરદેશમાંજ થાય છે; તેમ પ્રેમાનંદને તળ ગુજરાત કે વડોદરામાં વૃિત્તિ ન મળી હોય એવા તેમના કાવ્યોમાં ઇશારા હશે તોપણ તેઓ પોતાની જન્મભૂમિમાં પૂર્ણ પ્રતિષ્ઠા અને ગૌરવ પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થયા હતા. બહારને વખાણેજ ઘરનાંની આંખ ઉઘડે છે. આ તો ખરેખરૂં જનસ્વભાવનું સત્ય રહસ્ય છે. કવિને માટે એવું બન્યું હોય તો તે વધારે માનપ્રદ છે, એમ ગણાવું જોઇએ. કવિની કવિતાઓ જેમ લોકપ્રિય થતીગઇ તેમ તેમ તેમનું શિષ્યમંડળ વધતું ગયું અને ધનનો લાભ પણ તેવોજ સારો થયો. સારા કામમાં હરિફાઈ બહુજ લાભપ્રદ થાય છે. પ્રેમાનંદ અને પુરાણીઓ વચ્ચેની હરિફાઈ પણ ઉક્તન્યાયે ગુજરાતી ભાષા અને ગુજરાતી કાવ્ય સાહિત્યને લાભપ્રદ નીવડી. ગુજરાતીને તેની બહેનભાષાઓમાં શ્રેષ્ઠ બનાવવાનો કવિને વળ ચઢયો—અરે એમ કહેવાય છે કે—હિંદી અને મરાઠીજ નહિ, પરંતુ સંસ્કૃતની પણ તેને સમોવડિયા બનાવવાની તેમણે બાધા લીધી. એમ થાય નહિ ત્યાં લગી પાઘડી નહિ પહેરવાની પ્રતિજ્ઞા કરી, અને તે—ગુજરાતીઓને, અત્યારના વિદ્વાનોને પણ છાતી કાઢી અભિમાન લે એવી રીતે પુરી પાડી. આમ કરવામાં ગુરુના વચનને પણ તેમણે સાર્થ કર્યું, એટલે કે, તે સમયના રિવાજે પ્રથમ તેમણે હિંદીમાં કવિતા કરી ગુરુને બતાવી ત્યારે ગુરુએ કહ્યું કે—માતૃભાષાનું અભિમાન રાખી તેમાં કવિતા કર. આ ગુરુઉપદેશ પણ ગુર્જરભાષાની ઉન્નતિથી એમણે બરોબર પાળ્યો.

ગુજરાતી કવિતા શકટનો ચીલો પ્રેમાનંદેજ પ્રથમ બદલ્યો.

એમની પહેલાં થયેલા આદિ કવિ નરસિંહ મહેતા અને મિરાં વગેરે શ્રીકૃષ્ણની ભક્તિના ઉછાળાવાળી કવિતાઓ કરતાં, જ્યારે પ્રેમાનંદે, સંસ્કૃતમાંના સર્વાંગપૂર્ણ સનાતન ધર્મને અનુસરતી ધર્મ, ભક્તિ, શ્રદ્ધા, કર્તવ્ય, નીતિરીતિ અને ચાલુ લોક વ્યવહારનાં ચિત્ર પાડી બતાવતી કવિતાઓનું વહેણ ચલાવ્યું; અને લોકોને તે એટલું બધું ગમ્યું, કે તેમના પોતાના જીવન દરમિયાનજ, જો કે હાલના જેવી વસ્તુપ્રસારક યાંત્રિકપ્રવૃત્તિ તે વખતે નહોતી તોપણ આખા દેશમાં તેનું રસપુર ચઢ્યું અને ઘેરેઘેર પ્રેમાનંદનાં આખ્યાનો ગવાતાં થયાં. પદેપદમાં એવી નવિનતા છે કે જે અદ્યાપિ જુનાં થયાં નથી, તેમ વિસરાતાં પણ નથી. આખું પુરાણસાહિત્ય એમણે રસપૂર્ણ ગુજરાતી પદ્યમાં ઉતારી નાંખ્યું છે. એમણે અક્ષરમેળ વૃત્તોવાળાં કાવ્યો તેમજ નાટકો પણ બનાવેલાં કહેવાય છે. સાહિત્યની વિવિધ શાખાઓને પલ્લવિત કરવા તેમણે પોતાના શિષ્યોને પ્રેર્યાં હતા. ગુજરાતનું પ્રાચીન સાહિત્ય તેમના જેટલું બીજા કોઇને આભારી કહી શકાય તેમ નથી. એમનાં પુસ્તકોનું પુર પચાસની પણ ઉપર છે.

પ્રેમાનંદે મનુષ્ય માટે મનાતા સો વર્ષનું આયુષ્ય લગભગ પુરેપુરૂં ભોગવ્યું હતું. એમની પહેલી પચ્ચીસી દુઃખમાં અને રખડપટ્ટીમાં ગઇ હતી; પરંતુ દુઃખ પછી સુખવાળી કહેવત પ્રમાણે આગલી ત્રણે પચ્ચીસીઓ મોટાં સુખ અને આનંદમાં પસાર થઇ હતી. વડોદરામાં એટલે વતનમાં તેમણે ઘરબાર બંધાવ્યાં, નાતવરા કર્યાં અને તે વખતે લોકમાં જે સુખ, મોટાઈ, માન અને ગૌરવ ગણાતું, તે સૌ પ્રાપ્ત કર્યું. એમના જીવનને આપણે સાહિત્યની તેમજ લોક વ્યવહારની દૃષ્ટિએ સફળજીવન કહીએ તો તે વધારે પડતું નથી. એમના શિષ્યો વિદ્વાન હતા. વળી એમનો પુત્ર વલ્લભ પણ કવિ

અને વિદ્વાન હતો; જો કે તેની કવિતામાં અભિમાન, ઉછાંછળાઇ અને દ્દઢ્ઢા ઠેકઠેકાણે. આવેલાં છે. અમદાવાદ તરફના ઉપદેશક શામળ કવિ સામે તો તેણે ગાલિપ્રદાન કહેતાં સહેજ ઓછાવું પડે એટલે લગી જીભ હલાવી છે. પ્રેમાનંદની નિરભિમાનતા એનામાં જરાએ નહોતી, છતાં શામળ ભટ્ટના પુત્ર જેવો એ સંતાપક પુત્ર નહોતો; અર્થાત પ્રેમાનંદ પુત્ર તરફથી પણ સુખી હતા. લગભગ અરાજક કહેવાય એવી ડામાડોલ દેશસ્થિતિમાં અને કેળવણીના લગભગ અભાવવાળા શતકમાં મહાકવિ પ્રેમાનંદે ગુર્જર સાહિત્યને વધારવામાં, ખીલવવામાં અને લોકપ્રિય કરવામાં જે અથાગ શ્રમ લીધો છે, તેનો બદલો તો ગુજરાતી ભાષા ચાલશે ત્યાં લગી, હજારો જયંતીઓ ઉઝવવા છતાં પણ વળી જાય તેમ નથીજ. ગુજરાતી સાહિત્ય સદાને માટે તેમનું ગુણઓસિંગણ છે એમ કહી તેમના ધન્યજીવનમાંથી નવીન ઉછરતા અભ્યાસીઓ પ્રેરણાઓ પામો અને સાહિત્યને નવી નવી કુંપળોએ સદા નવપલ્લવિત કરતા રહો. એજ ગુર્જરીનો જય ! ગર્જીશું.

# સમજુતી–Notes.

## કડવું ૧ લું.

**કડવું**—બાર પંદર પદનો સમુદાય; નાનું પદ્ય-પ્રકરણ; એક વિષયનો પદ્યખંડ તે.

**શ્રીગુરુદેવ**—શ્રી= મોટાઇ, ગૌરવ, શોભા–બતાવે છે; ગુરુ= વિદ્યા ભણાવનાર; અને ધર્મ તથા તેને લગતી ક્રિયાઓ કરાવનાર.

**દેવ**—( दिव् to shine ) અમર, બુધ, મનુષ્યથી બહુ ઉચ્ચ જાતિના

સ્વર્ગવાસી કલ્પિત લોક. આગળ શ્રી અને પાછળ દેવ લ
ગુરુની મોટાઇ બતાવી છે. ગુરુદેવ-કર્મધારય સમાસ છે.

**ગણપતિ**—ગણ=શિવના સેવકોનું ટોળું, તેનો પતિ (पा to prote
સ્વામી ઉપરી તે; શિવ-મહાદેવનો પુત્ર. એ વિઘ્ન હરતા
ગણાય છે, અને કોઈ પણ શુભ-મંગળકાર્યમાં તેનું પ્ર
પૂજન આરાધન કરવામાં આવે છે. ગણેશ, ગજાનન, વિન
ગણપતિ. ષષ્ઠીતત્પુ-સમાસ.

**સમરું**— (स्मृ to remember) યાદ કરવું, સંભારવું. ર
સ્તવવું-પ્રાર્થવું-ના અર્થમાં છે.

**અંબા**—માતા, દેવી, શક્તિ.

**સરસ્વતી**= વાગ્દેવી, શારદા: વિદ્યા-જ્ઞાનદેવતા.

**પ્રબળગતિ**— (from गम् to go) જોરાવર વેગ: જોસ
આગળ વધાય એવી શક્તિ તે.

**વિમળમતિ**—વિમળ=સ્વચ્છ, અને મતિ=બુદ્ધિ. (वि+मल
मन् to think)

ગ્રંથારંભે મંગળાચરણમાં દેવસ્તુતિ કરવાનો રિવાજ
તે માટે અહિંયાં કવિવર પોતાના ગુરુને, વિઘ્નહર ગણપતિ
અંબા-શક્તિને અને વાણીની દેવી સરસ્વતીને સમરી-યાદ
અર્થાત્ પ્રાર્થીને ગ્રંથનો આરંભ કરે છે, કે જેથી શુદ્ધ
અને પ્રબળ ગતિ પ્રાપ્ત થાય. ઝટ લઇને સારો
તૈયાર થાય.

**શુકસ્વામી**—વ્યાસના પુત્ર શુકદેવજી. તે આજન્મ બ્રહ્મચારી
બહુ જ્ઞાની હતા.

**પરીક્ષિત**—અર્જુનના પૌત્ર: અભિમન્યુ ને ઉત્તરના પુત્ર. (परि+ ईक्ष्- જોવું–to see ઉપરથી )

**પુણ્યપવિત્ર**—( पू to purify ઉપરથી ) સત્કર્મથી જેમનું જીવન નિર્મળ-શુદ્ધ હોય એવું: દયાધર્મનાં કાર્યથી પુનિત: સચ્ચરિત્રવાન. સમાસ તૃ. પુ.

**દશમસ્કંધ**—ભક્તિ પ્રધાન શ્રીમદ્‌ભાગવતનો દશમો ખંડ-વિભાગ. ભાગવતના બાર સ્કંધ છે. દશમમાં શ્રીકૃષ્ણની પૂર્વ અને ઉત્તર વયની લીલાઓ વર્ણવેલી છે.

**સુદામાચરિત્ર**—(चर to act ) સુદામા નામનો એક અતિ ગરીબ બ્રાહ્મણ શ્રીકૃષ્ણનો સહાધ્યાયી મિત્ર હતો. એનું જીવન તે સુદામાચરિત્ર. કૃષ્ણે મિત્રધર્મ બજાવી તેનું દૈન્ય ટાળ્યું, તેને લગતી હકીકત આમાં છે.

---

# સુદામા ચરિત.

---

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈસ્ય ત્રણે વર્ણના વિદ્યાર્થીઓ ઉપવીત મળ્યા પછી, વનમાં આશ્રમો બાંધીને વસતા ઋષિઓને ત્યાં વિદ્યાભ્યાસ કરવા જતા. આ રૂઢિ મુજબ શ્રીકૃષ્ણ અને બળદેવ સાંદીપનિ નામના એક ઋષિને ત્યાં અભ્યાસ કરવા ગયા હતા. સુદામો કરીને એક મુખ્ય વિદ્યાર્થી ત્યાં ભણતો તે કૃષ્ણને ભણવામાં સહાય અને સૂચના આપતો. તેમની વચ્ચે મિત્રતા બંધાઇ હતી. ભણી રહ્યા પછી સુદામો, શ્રીકૃષ્ણ અને બળદેવ પોત

પોતાને ઘેર ગયા. સુદામાનો સંસાર બચરવાડ અને કંગાલ નીવડયો, એટલો બધો કંગાલ કે, તે પતિપત્નીનેજ નહિ પરંતુ બાળક છોકરાંને સુદ્ધાં કડાકા–ઉપવાસ કરતા પડતા. શ્રીકૃષ્ણ અને બળદેવ દ્વારકા જઈ મોટા રાજવૈભવી થયા. સુદામાની સ્ત્રીએ કંગાલિયત અને છોકરાંની ભૂખના કકલાણથી કંટાળી, તેમના બાલમિત્ર શ્રીકૃષ્ણની યાચના કરવાનું કહ્યું. સુદામો અયાચક વ્રત પાળતો હતો એટલે તેને તે ગમ્યું નહિ; પરંતુ આખરે સ્ત્રીછોકરાંની કંગાલિયત નહિ સહન થવાથી કૃષ્ણને મળવા જવાનું કબૂલ કર્યું. પત્નીએ પાડોસણ પાસે માગણી કરી થોડા પૌંઆ કૃષ્ણનાં બાળકો વગેરે માટે બંધાવ્યા. શાસ્ત્રમાં એમ • કહેલું છે કે, મોટા માણસને, રાજાને અને ગુરુને ખાલી હાથે મળવું નહિ. મિત્રને આવે કંગાલ વેષે મળવું અને માગવું, એ સુદામાને બિલકુલ ગમતું ન લાગતું હતું છતાં તે દ્વારકા ગયો, કૃષ્ણને મળ્યો અને તેમણે બહુ સારી બરદાશ કરી. સુદામા પૌંવા આપતાં શરમાયા, પણ કૃષ્ણે તેમની પાસેથી ખેંચી લીધા ને પોતે એક મુઠી આરોગ્યા. શ્રીકૃષ્ણની તૃપ્તિથી સુદામાની ઝુંપડીને ઠેકાણે સુંદર મહેલ અને રાજવૈભવ થઇ ગયો. બીજે દિવસે સુદામાએ પાછા ફરવાની રજા માગી પણ કૃષ્ણે ખુલ્લે હાથે ચાહન કંઇ આપ્યું નહિ. સુદામો આથી પશ્ચાત્તાપ કરતો પોતાને વતન ચાલ્યો. ઝુંપડીને ઠેકાણે રંગમહેલ અને તેમાંનો વૈભવ જોઇ ઘેર આવતાં ગભરાયો. સ્ત્રીએ જ્યારે ખરી વાત સમજાવી ત્યારે તે ખુશ થયો, અને શ્રીકૃષ્ણ જેવા મિત્રના મેળાપથી પ્રાપ્ત થયેલો વૈભવ ભોગવતાં આખો જન્મ તેણે તેમની ભક્તિમાં ગુજાર્યો.

વિષ્ણુપુરાણ અને ભાગવતમાં આ કથા ટુંકમાં આપેલી છે, જ્યારે ગુજરાતીમાં આદિ કવિ નૃસિંહે અને બીજા કવિ-ઓએ પદ્યમાં ઉતારેલી પણ છે. વર્તમાનમાં તો તેનાં નાટકો અને ગદ્ય ઉલ્લેખનો પણ ઘણાં થયાં છે. કવિવર પ્રેમાનંદનું સુદામાચરિત્ર સૌથી વધારે રસિક હોઇ વધુ લોકપ્રિય થએલું છે.

**સાંદીપનિ**—એક ઋષિ. ઉજ્જયિની પાસેના ગુરુકુળનો આચાર્ય. રાજવંશીઓ અને પ્રજાજનમાંના વિદ્યાર્થીઓ એને આશ્રમે રહી વિદ્યાભ્યાસ કરતા.

**સુરગુરુ**—બૃહસ્પતિ: સુર=દેવ, તેમના ગુરુ તે. સમાસ–ષ–તત્પુરુષ. સાંદીપનિ બૃહસ્પતિ જેવા હતા એ ઉપમા છે.

**વિદ્યાવંત**—( विद् to know ) વિદ્વાન્, વિદ્યાવાળા.

**મઠ**—સાધુ સંતને રહેવાનો આશ્રમ.

**હળધર**—હળને હથિયાર રૂપે ધારણ કરનાર બળદેવ. બળરામ, કૃષ્ણના મોટા ભાઇ.

**ભગવંત**—ભગવાન, પ્રભુ, ભાગ્યશાળી.

**વિદ્યાર્થી**—વિદ્યાનો અર્થી, વિદ્યા મેળવવા ઇચ્છનાર, નિશાળિયો. (विद्या+अर्थी પછી ત-પુ-સમાસ.)

**પાટી**—અરધો-પોણો ગજ લાંબુ અને છએક આંગળ પહોળું સપાટ પાટિયું. ગામડી નિશાળોમાં બાળ વિદ્યાર્થીઓ આંક અને અક્ષરલખતાં શીખવા તે વાપરતા ને લખવા લાકડાની કલમ રાખતા. પાટિયાને ખડી ચોપડી તે ઉપર ઝીણી ધૂળ નાંખતા અને પછી લાકડાના વતરણાથી લખતા. પાટી લખી દેખાડવા રામ કૃષ્ણ સુદામા પાસે આવે=ગુરુએ બતાવ્યું હોય તેમ પાટી

ઉપર લખીને રામ-બળરામ અને કૃષ્ણ સુદામા વડે વિદ્યાર્થી હોવાથી તેને દેખાડતા.

**શ્યામ**—કૃષ્ણ, કાળા વર્ણના હતા તેથી શ્યામ કહેવાય છે.

**સંકર્ષણ**—બળદેવ. એમ કહેવાય છે કે, દેવકીનો આઠમો ગર્ભ ખેંચાઇને રોહિણીમાં ગયો તેથી એ નામ પડયું. (कृष् to draw) ખેંચવું.

**ભિક્ષા**—(भिक्ष् to beg) ભીખ; માગીને આણેલું તે.

**અશન**—ભોજન, ખાવું તે. (अश् to eat)

**મનભાવે**—ગમે, રુચે.

**સ્વર**—સૂર, ઘાંટો, અવાજ. સાથે સ્વર બાંધીને ભણતા. સનાતન પ્રાચીન શિક્ષણમાં વેદપાઠની મહત્તા મોટી હતી અને એમાં સૌથી વધારે અગત્યનું શિક્ષણ તે સ્વર-સૂર મિલાવટ છે. ઉંચા, નીચા, ભારે હળવા ઉચ્ચાર કરવા ઉપર એમાં બહુ ધ્યાન અપાતું. આથી વિદ્યાર્થીઓ એક બીજા સાથે સૂર મેળવવા વેદનાં સૂક્તો એકસાથે પાઠ કરતાં મોટો ઘોર ઉત્પન્ન કરતા.

**ધુન્ય**—(ध्वन्-ध्वनि ઉપરથી ધુન્ય) એક સાથે થતા ઘણા સૂરની ઝડી તે ધુન્ય; ગર્જના, ઘોર.

**સાથરે**—સાથરો-ઘાસની પથારી (स्तृ ઉપરથી)

**શયન**—શય્યા, પથારી, સૂવું તે. (शी to lie down)

**મોરલીધર**—મુખથી વા ફુંકીને વગાડવાનું એક વાજું-વાંસળી. (धृ-ધર=વાંસળી ધરનાર) કૃષ્ણ.

**ચૌદવિદ્યા**—જ્ઞાનની જુદી જુદી ચૌદ શાખાઓ છે તે. ૪ વેદ-ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ. ૬ વેદાંગ, શિક્ષા, કલ્પ, નિરુક્ત,

છંદ. જ્યોતિષ ને વ્યાકરણ. ૪ શાસ્ત્ર-ધર્મશાસ્ત્ર, ન્યાય, મીમાંસા ને પુરાણ.

**ગુરુદક્ષિણા**—( ચ. ત. પુ. સમાસ गुरु+दक्षिणा ) ભણી રહ્યા પછી ગુરુને કંઇ ભેટ-બદલો આપવો તે.

**વિઠ્ઠલ**—શ્રીકૃષ્ણ, કનૈયો.

**મા'નુભાવ**—(महान् great+अनुभाव dignity-power) મોટા મન અને શક્તિવાળો તેજસ્વી પુરુષ.

**વિશ્વાધાર**—(ષ. ત. પુ. विश्व+आधार-धृ to support) વિશ્વના આધાર રૂપ તે, વિષ્ણુ ભગવાન.

**ગદ્‌ગદ્‌કંઠે**—ગળગળે અવાજે, દુઃખ અને હર્ષને લીધે ગળામાંથી સજળ અવાજ નિકળવો તે.

**મુરારિ**—(मुर+अरिः પષ્ટી તત્પુરુષ ) મુર દૈત્યનો શત્રુ, શ્રીકૃષ્ણ.

**સદૈવ**—(सदा+एव) હમેશ, નિરંતર, સદોદિત.

**ચરણ**—(चर् to walk) પગ, પદ, પાય.

**મનસા**—(मनीषा) બુદ્ધિ, મતિ.

**વાસી**—(वस् to dwell) વસનારી.

**ગૃહસ્થાશ્રમ**—(गृहस्थ+आश्रम) મનુષ્ય જીવનના શાસ્ત્રકારોએ પચ્ચીસ પચ્ચીસ વર્ષના ચાર ભાગ પાડ્યા છે. તે દરેકને આશ્રમ કહે છે. પહેલાં પચ્ચીસ વર્ષનો આશ્રમ બ્રહ્મચર્યાશ્રમ, બીજો ગૃહસ્થાશ્રમ, ત્રીજો વાનપ્રસ્થાશ્રમ અને ચોથો સંન્યાસાશ્રમ કહેવાય છે. આશ્રમાનુસાર વર્તવાથી માનવજીવન સફળ થાય છે.

**સંન્યાસી**—(सम्-नि-अस् to throw ઉપરથી) સંસાર ભાવોનો જેણે પરિત્યાગ કરેલો છે એવા વૈરાગ્યવાળો. પૂર્વે બ્રાહ્મણોજ

ત્રણ આશ્રમ ભોગવ્યા પછી સંન્યાસી થતા. હાલ આશ્રમ ધર્મ બરાબર પળાતા નથી તોપણ સર્વ ત્યાગ કરનાર સંન્યાસીને લોક પૂજે અર્ચે છે, તેમની બે મુખ્ય જાતો છે. એક દંડી સંન્યાસી ને બીજો પરમહંસ સંન્યાસી.

**પતિવ્રતા**—પતિ-સ્વામી એજ છે વ્રત જેનું એવી સ્ત્રી. (व्रत a vow) એકચિત્તે ને એક નિષ્ઠાએ અમુક નિયમે રહેવું તે વ્રત. પોતાના સ્વામીને ભજવો, તેની સેવા કરવી અને અનન્ય ભક્તિ ભાવે તેનામાં તન્મય રહેનારી સ્ત્રી પતિવ્રતા કહેવાય છે.

**પત્ની**—પરણેલી સ્ત્રી, વધૂ, ભાર્યા.

**પાવન**—પવિત્ર, શુદ્ધ, દોષ, પાપ, માલિન્ય રહિત.

**સ્વામીસેવા**—પતિની ચાકરી કરવી તે.

**વાંછે**—(वांछ to desire) ઇચ્છે.

**માયાસુખ**—(माया+सुख ૫, ત. પુ. સમાસ) સંસારની મોજમજાનું સુખ તે; જગતની મોહિનીમાં સુખ માનવું તે.

**દરિદ્રે**—(દારિદ્ર્ય) ગરીબાઈએ. સાધનના અભાવે ખાવાપીવા, પહેરવા-ઓઢવામાં પડતો સંકોચ તે દારિદ્ર્ય. દૈન્ય. ગરીબાઇમાં અને દરિદ્રતામાં એટલો તફાવત છે કે દૈન્યમાં સાધન શક્તિનો અભાવ હોય છે, જ્યારે દરિદ્રતા તો આળસનું પરિણામ પણ હોય છે.

**શીતલા**—ગરમીના રોગોને રોકનારી એક કલ્પિત વૃદ્ધ દેવતા. શ્રાવણ માસની સુદિ કિંવા વદિ સાતમે લોકો-ખાસ કરીને સ્ત્રીઓ એની પ્રસન્નતા મેળવવા શીતળ જળે નહાય છે, ટાઢું ખાય છે અને કાંપમાંથી બનાવેલી તેની પ્રતિમાનું પૂજન આરાધન કરે

છે. આ દેવી અછબડા, ઓરી, સૈયડ, ગડગુમડ વગેરેને રોક-
નારી કે મટાડનારી મનાય છે. નાનાં છોકરાં આરોગ્યભેર
ઉછેરવા માટે સ્ત્રીઓ તેનું વ્રત કરે છે.

**અમીછાંટો**—(अमृत ઉપરથી અમી–સુધા) અમૃતપ્રોક્ષણ, સુધા-
સિંચન; શીતળા દેવીના અમીછાંટાને પ્રતાપે સુદામાનાં બાળકો
સાધનાભાવ હોવા છતાં ઉછર્યા હતાં એવો ભાવ કવિ અત્ર
રજુ કરે છે.

**અજાચકવ્રત**—(याच् to beg ઉપરથી યાચક અ નહિ) કોઇની
પાસે માગવું નહિ, એવો જે દૃઢ નિશ્ચય તે. સુદામાએ બ્રહ્મચર્ય
છોડયું અને ગૃહસ્થાશ્રમ માંડયો તોપણ આ વ્રત રાખ્યું એટલે
તેમને મહા કષ્ટ પડયું. ધીરજનું ફળ આખરે મળ્યું. શ્રીકૃષ્ણે
મિત્રધર્મ બજાવી તેને જેની લઘુતા હતી તે સર્વ રાજસી
વૈભવ આપ્યો.

**ઓઢે**—(उत्+धृ=ધરવું–ઓઢવું) ધરવું; યાચના માટે હાથ લાંબો કરવો;
દાન લેવાને હાથ લંબાવવો.

**સંતોષ**—( तुष् to satisfy ઉપરથી तोष અને सम्=संतोष) જે
મળ્યું હોય તેથી મન વાળવું તે, પૂર્ણતા, સબુરી ધરવી તે.

**ઘરસૂત્ર**—(गृह+सूत्र) ઘર ચલવવાને જોઇતી વ્યવહારિક વસ્તુઓ
તેમજ સ્ત્રીપુત્રાદિક. ઘરનો સર્વ સાધનવાળો તંત્ર તે, સંસારનો
વ્યવસાય વગેરે તે, ઘર–સંસાર સૂત્ર–દોરી એટલે જેથી સંસારનું
શકટ ચાલે તે.

**પુરૂંપાડે**—આપે, નિભાવે, ચલાવે, પોષે.

# કડવું ૨ જું.

**નરપતિ**—(नर+पा ઉપરથી पति પછી તત્પુરુષ) રાજા, નર-પ્રજાનો પાળનાર તે, ભૂપાળ, અહિયાં પરીક્ષિત રાજા.

**નિર્મળ**—(निर्+मल) શુદ્ધ, મળરહિત: નિર્દોષ.

**રતી**—થોડા વજનનું એક માપ તે. એ ઉપરથી વિશેષણાર્થે-જરાક, લગાર, અત્યલ્પ.

**જતિ**—(यम् to control ઉપરથી यति) ઋષિ, ઇન્દ્રિયોને નિયમમાં રાખનારો, સંયમી, તાપસ. યજુર્વેદીઓ યકાર અને ષકારને અનુક્રમે જકાર અને ખકારે બોલે છે તેથી યતિનું જતિ બોલાય છે.

**મુનિ**—અકારણ નહિ બોલનારો તાપસ, ઋષિ, મૌન વ્રત રાખનારો તે.

**મર્મ**—અંતરમાં રહેલો જે છુપો વિચાર તે, વ્યંગ, મનની વાત; મનોભાવ.

**લહે**—લે, સમજે, જાણે.

**મેલોઘેલો**—ચંચળાઈ અને ચોખ્ખાઈ રહિત, શરીર સંસ્કાર અને મનની ચંચળાઈ રહિત, ઉદાસ જેવા કર્તવ્યશૂન્ય, મૂર્ખ, અને અણસમજુ જેવા તે.

**દરિદ્રી**—આળસુ-સુદામાજી સંસારી થયા હતા તોપણ સંસારમાં ઉત્સાહ ધરાવતા ન હોતા અને વળી અયાચકવ્રત પાળતા હતા, એટલે રળવા ખપવામાં અને વ્યવહાર તરફ ઉપેક્ષા

રાખતા હતા તેથી લોકની દૃષ્ટિએ તે મેલાઘેલા અને દરિદ્રી જેવા લાગતા–દૈન્યમાં રહેતા હતા. અનુદ્યોગતા અને અનુત્સાહને લીધે તેમનો સંસાર–ગૃહસ્થાશ્રમ ગરીબ–કંગાલ બની ગયો હતો.

**કામિની**—સ્ત્રી. ( कम् to love ઉપરથી ) અહિયાં સુદામાની સ્ત્રી.

**કોનાં**—કોઈ કોઇનાં, લોકનાં–પાડોશીનાં.

**જેમતેમ કરીને**—મુશ્કેલીએ, કષ્ટેકરીને, સંકોચે.

**પોષે**—( पुष् to nurish ) પોષણ આપે, નિભાવે, ચલાવે, પાળે. સુદામા અનુદ્યોગી રહેતા હોવાથી તેમની સ્ત્રી બિચારી આડોશી પાડોશીનાં કામકાજ કરીને અને ભીખ માગી લાવીને જયાંત્યાં કરી મહા કષ્ટે અને મુશ્કેલીએ સ્વામીનું, પોતાનું અને છૈયાંછોકરાંનું પોષણ કરતી હતી.

**સ્ત્રીજન**—( स्त्री+जन–માણસ. સામાન્યાર્થે. ) બાઇમાણસ. વર્ગ અને જાતિ બતાવવાને જન શબ્દ લગાડવામાં આવે છે. જેમકે સાધુજન. ક્ષમા એ સાધુજનનું ભૂષણ છે.

**સહ્યું**—( सह् to bear) ખમ્યું, વેઠ્યું, સહન કર્યું.

**જડતું**—મળતું. મધ્ય ગુજરાતમાં જડવું ક્રિયાપદ ખોવાયેલું મળવું એવા અર્થમાં વપરાય છે. અહિં તે કાઠિયાવાડી–પ્રાપ્ત થવું એ અર્થમાં વપરાયું છે.

**ઉપવાસ**—( उप+वस् ઉપરથી ) ભૂખ્યા રહેવું તે; અનશન, ભોજન નહિ લેવું અને એમને એમ રહેવું તે. લોકમાં અપવાસ કહેવાય છે તે ભૂલ છે.

**અબળા**—(अ+बल ઉપરથી) ખડતલ નહિ બળ વગરની સ્ત્રી તે; સ્ત્રીઓ

પુરુષ જેટલી બળવાન નહિ હોવાથી અબલા-કમજોર કહેવાય છે. સ્ત્રી, બાઇ; નારી.

**કંદ**—વનસ્પતિનો જમીનની અંદર રહેતો ગરવાળો અવયવ-ગાંઠો તે. એ ખોરાકના કામમાં આવે છે. ઘણી જુદી જુદી કંદ વનસ્પતિ થાય છે જેમકે, શક્કરિયાં, રતાળુ, સુરણ, બટાકા, અળવી.

**મૂળ**—વનસ્પતિનો જમીનમાંથી કસ ચૂસનારો રેસો. આવા વનસ્પતિના મૂળરૂપ રેસા પણ કેટલાક પોષક હોવાથી ખોરાક તરીકે વપરાય છે.

**ફળ**—વનસ્પતિના છોડ ઉપર ફૂલ આવ્યા પછી બેસતું બીજ તે.

વનમાં રહેનારા ઋષિઓ અને વનવાસી બીજા ગરીબ લોકો કુદરતી રીતે વનમાં થતાં કંદ, મૂળ અને ફળ ઉપર નિર્વાહ કરે છે અને આગળ પણ કરતા. સુદામાની સ્ત્રીએ વસ્તીમાંથી મળતાં અન્નાદિક ઉપર તેમજ છેવટ વનનાં કંદમૂળ ફળાદિ ઉપર નિર્વાહ ચલાવ્યો. પરંતુ જ્યારે તે પણ મળવાં મુસ્કેલ થઇ પડયાં, ત્યારે તે ગભરાઇ અને પતિને-સુદામાને દૈન્ય ટાળવાની પ્રેરણા કરવા ઉત્તેજાઈ.

**લેઇ રહે જળ**—એકલું પાણી પીને ચલાવે છે એથી છોકરાંને ઉપવાસ થાય છે. અન્નનો દાણોએ મળ્યો નથી અને માત્ર જળ ઉપર રહે છે એમ કહેવાનું તાત્પર્ય છે.

**સુખશય્યા**— (सुख+शय्या ચતુર્થી તત્પુરુષ.) સુખથી સુવાય એવી પથારી તે. ઘરમાં સુખથી સુવાય એવી બિછાયત-ગોદડાં વગેરે પણ નથી એમ.

**ભૂષણ**—( भूष-to adorn ) શણગાર, ઘરેણું, અલંકાર.

**પટકૂળ**—( पट+कूल ) વસ્ત્ર, લુગડાં. શરીર ઢાંકવાને ઘરમાં વસ્ત્ર પણ નથી.

**સાનુકૂળ**—( स ( सर्व ) अनुकूल ) સહજ મળતું; રૂચતું, ગોઠતું આવે એવું. અહિં આગળ સ્નેહાનુબંધવાળું, સર્વ વાતે પ્રાપ્તિ કરાવી આપે એવું. सનો કંઇ ખાસ ઉપયોગ નથી, પરંતુ દૈવ સર્વ વાતે સહાયક થાય તો જોઇતી વસ્તુઓ મળે, એવા અર્થે અહિં સાનુકૂળ શબ્દનું તાત્પર્ય છે. શ્રીકૃષ્ણ કે દૈવની બધી રીતે આપણા તરફ દયાળુતા-સહાય હોય તો દૈન્ય જાય, એમ કહેવું છે.

**જુએ માનું મુખ**—બાળકોની પોષક રક્ષક-માતાજ છે, એટલે બાળકો, ભૂખ, દુઃખ ને સહાય માટે માનું મુખ જુએ છે-માતાનું શરણ ઇચ્છે છે. ભૂખ્યાં, તાઢ તાપ વેઠતાં બાળકો મારી-હું જે માતા છું તેની સામું જુએ છે એટલે મારૂં કાળજુ કપાઇ જાય છે, એમ કહી સ્ત્રી સુદામાને કુટુંબનું દુઃખ દર્શાવે છે.

**અળખામણી**— ( लक्ष to see-ધ્યાન આપવું-લક્ષ રાખવું. ( अ+लक्षमाना. ) લક્ષમાં નહિ એવી, અણગમતી. સુદામાને નહિ ગમતી વાત કરતાં પોતે અળખામણી થશે, એમ સ્ત્રી પોતેજ જણાવી દેછે. ખરી અને સત્ય વાત કહેનારું માણસ અળખામણું લાગે એ મનુષ્ય સ્વભાવનું લક્ષણ અહિં સ્પષ્ટ કર્યું છે.

**સ્વામી**—સ્વામી જુઓ આપણા ઘરભણી-હે સ્વામી ! આપણા ઘરની હાલત તરફ વિચાર કરો, ઘર સંસાર ચલાવવા તરફ લક્ષ આપો. ઘર ભણી જોવું એટલે પોતાની સ્થિતિનો વિચાર

કરવો તે. આમ કહી સુદામાની પત્ની ઘરની હાલતનું વર્ણન કરે છે.

**ધાતુપાત્ર**—(धातुपात्र. પછી તત્પુરુસ સમાસ.) ધાતુ-તાંબા પીતળનું વાસણ. ધાતુપાત્ર નથી કર ન્હાવા-કર ન્હાવા એમ કહી પાત્રનો અત્યંતાભાવ બતાવ્યો છે.

**સમખાવા**—સાજું વસ્ત્ર નથી સમ ખાવા-મોંઘી, વિરલ વસ્તુ કે અતિ પ્રિય હોય તેના સમ ખવાય છે. સમ ખાવાને માટે-વાપરવા માટે તો નહિજ-પણ એકકે સાજા વસ્ત્ર જેવું કપડું ઘરમાં નથી. બધાંય જુનાં અને ફાટયાંતૂટયાં વસ્ત્ર છે. (शपथ=સમ.)

**ઝાડુવાં**—નાનાં ઝાડ, છોડવા.

**બાડુવાં**—(बटुक ઉપરથી) નાનાં-હલેલાં બાળક, લાડકાં-કાલાં ઘેલાં છોકરાં. અન્ન-અનાજ, ખોરાક જળથી ઝાડનું અને અન્નથી માણસનું પોષણ થાય છે.

**ભસ્મ**—રાખોડી, રખ્યા.

જળ-પાણી વગર જેમ વાડીમાંનાં નાનાં ઝાડ ને છોડવા કરમાઇ જાય તેમ ઘરરૂપી વાડીમાંનાં નાનાં કુમળાં બાળક અન્ન વગર સુકાઈ જાય છે અને વસ્ત્ર વગર-ઓઢવા પાથરવાનું નહિ હોવાથી ટાઢ ટાળવા રાખોડીમાં પેસીને પડી-સુઇ રહે છે.

**કઇપેર**—કેવી રીતે, કેમ કરીને, શી રીતે. છોકરાંનું દુઃખ જોતાં મારાથી ધીરજ નથી ધરાતી. આ દુઃખ જોયા કરતાં તો મરવું સારૂં, એવો ભાવ દર્શાવે છે.

**ભીંતરડીઓ**—( भित्ति ) ભીંતો, દિવાલો.

**શ્વાન**—કુતરાં.

**માંજાર**—બિલાડાં. ઘરની ભીંતો પડી ગયેલી હોઇ કુતરાં બિલાડાં ચઢી આવે છે, એટલે ઘર પણ રહેવા જેવું નથી.

**અતિથિ**—( अत्+इतिन् travaller ) અભ્યાગત; ભોજન અને આશ્રયને માટે આવી ચડેલો માણસ.

પરોણો–આગલા વખતમાં સાધુ સંન્યાસીને માટે આ શબ્દ વપરાતો. હાલ ગમે તે જાણીતા માણસ–બ્રાહ્મણને માટે વપરાય છે. ગૃહસ્થાશ્રમીની અતિથિને ભોજન અને આશ્રમ આપવો એ ફરજ ગણાયેલી છે.

**નિર્મુખ**—મુખમાં કંઈ નહિ મળતાં, ભિક્ષા કે ભોજન પામ્યા વગર અતિથિનું પાછા ફરવું તે, અભુક્ત પાછા જવું તે.

**ગવાન્નિક**—( गवान्न ગૌગ્રાસ. ) રાંધેલામાંથી ગાયને માટે કંઇક કાઢવું તે, ગોગ્રાસ.

**મંત્ર**—સ્તુતિનું નાનું પદ, દેવ પૂજનનો વિધિ કરવાને કેટલીક સામગ્રી જોઇએ છીએ તે તો છે નહિ એટલે માત્ર મુખેથી મંત્ર ભણો છો એટલું એજ.

**નૈવેદ્ય**—( नि+विद् ધરાવવું ) પૂજા પછી ઠાકોરજીને ભોજન સારૂ કંઇ ખાદ્ય ધરવું તે. એના વગર પણ ચલાવી લો છો.

**પૂજ્ય પર્વણી**—( पूज्य–पुण्य+पर्वन् ઉપરથી ) પૂજ્ય પૂજવા જોગ. એટલે જમાઇ, ભાણેજ, ગુરુ વગેરે. પૂજ્યને ઠેકાણે પુણ્ય પણ વપરાયેલું અને સામાન્ય રીતે પુણ્યપર્વણી એમ બોલાય છે.

આઠમ, બારસ, પૂર્ણિમા, અમાસ અને રવિસંક્રાંતિના દિવસો પુણ્યપર્વણિના ગણાય છે. ગૃહસ્થાશ્રમીએ આ દિવસોમાં અતિથિ બ્રાહ્મણ, પૂજ્ય વગેરેને જમાડવા જોઇએ, તેવું પણ થતું નથી.

**જેવો**—ઉગે તેવો આથમે–એવી કહેતી છે કે માણસ ભૂખ્યું ઉઠે છે પણ ભૂખ્યું સુતું નથી, પણ અહિં તો જેવો સૂર્ય ઉગે છે તેવોજ આથમે છે એટલે કે, ચાલુ ઉપવાસજ પડ્યા કરે . છે. તડકો છાંયડો આવતોજ નથી. એક સરખી કંગાલિયત ચાલ્યા કરે છે.

**સતકુળ**—( सत्कुल=સારૂ ઘર ) ઉંચા કુળ-કુટુંબ એવા, કુટુંબનાં વર કે કન્યા છોકરાંને મળશે નહિ.

**શ્રાદ્ધ**—સંવત્સરી—( श्रद्धा ઉપરથી શ્રાદ્ધ ) પિતૃઓ નિમિત્ત શ્રદ્ધાથી આપવું તે. બ્રહ્મભોજનાદિ કરવાં તે. ભાદરવા સુદિ ૧૫થી અમાસ પર્યંતની તિથિઓ શ્રાદ્ધ માટે છે. તે શ્રાદ્ધ પક્ષ કહેવાય છે. સંવત્સરી એટલે વર્ષ દિવસે આવતી મરણ તિથિ. ગૃહસ્થોએ પિતૃઓને સંવત્સરી અને શ્રાદ્ધને અવસરે તૃપ્ત કરવા જોઇએ. તે પણ આપણાથી થતું નથી.

**વાગલાં**—વળખાં, ફાંફાં.

**આંગલાં**—બાળકનાં બદિયાન, ડગલી.

**અબોટિયું**—ત્રિવર્ણિક જાતિમાં ભોજન વખતે અબોટિયું પહેરવાની રીત છે. જેને કોઇ અડકેલું હોય નહિ એવું વસ્ત્ર–ધાણું કરીને રેશમી વસ્ત્ર, મુગટો.

**પોતીઉં**—ધોતીઉં પહેરવાને પણ છોકરાં પાસે વસ્ત્ર નથી, ને તેઓ ટાઢે પાણીએ બિચારાં સ્નાન કરે છે.

**વાધ્યા**—( वृध् to increase ) હજામત પણ ગરીબીને લીધે કરા-

વાતી નથી અને છોકરાં વગેરેના નખ અને જટા-માથાના વાળ વધી ગયા છે. તેઓ રાખમાં પેસીને સુતાં હોવાથી જટામાંથી રાખોડી ઉડે છે. ઘટા=આસપાસનો ફેલાવ-પ્રસાર ઉડીને ફેલાવું તે.

**દર્ભ**-ડાભ.

**આહાર**-( आ+हृ to eat ) ખાવું, ખોરાક.

**અંગાર**—અંગારા; બળતો કોયલો, લાળો. સ્ત્રી સુદામાને કહે છે કે, ડાભની તૂટી ગયેલી સાદડીમાં તમે પડી રહો છો અને બે ત્રણ દિવસે ખોરાક પામો છો તેથી મને અંગાર ઉડે છે, હું બળી મરૂં છું,

**દરિદ્રસમુદ્ર**—[કર્મધારય સમાસ] દરિદ્રતાનો દરિયો.

**હેવાતણ**—પતિ જીવતો હોય એવી સ્ત્રીની સ્થિતિ તે; સૌભાગ્ય; સધવાપણું.

**શણગાર**—( शृंगार ) ભૂષણ, ઘરેણાં.

**કાજળ**—[ कज्जल ] મેશ, આંખે આંજવાનું અંજન. એ દિવેલની ધુણીનો મેલ, કારબન છે.

**કીડીયાહાર**—કીડિયા સેર, કાળા કાચના મણકાની સેર.

**સૌભાગ્ય**,—હેવાતણ, સધવાપણું.

**લલાટ**,—કપાળ.

**કંકુ**—(कुंकुम) રાતુ ચૂર્ણ. એ હળદર અને ખારાની મેળવણીનું બને છે. કુંકુમનો સંસ્કૃતમાં કેસર અર્થ થાય છે.

**સુકું**—(शुष्क) સુકાઇ ગયેલું.

સુદામાની સ્ત્રીએ ઘરની કંગાલિયતનું આ પ્રમાણે વર્ણન

કરી પોતાને પણ સૌભાગ્યમાં કંઇ ઘરેણાં તો શું પણ હેવાતન દર્શક ચુડો, કંકુ, કે કેડિયાસેર સરખી પણ નથી, એમ કહી પોતાથી આ દૈન્યનું દુઃખ સહેવાતું નથી એમ બતાવી હાથ જોડીને-કરગરીને શ્રીકૃષ્ણની મૈત્રી હોવાથી તેમને મળવા જવાનું કહ્યું કે જેથી કંગાલિયતમાંથી ઉદ્ધાર થાય.

**સ્હેવાય**—( सह् to endure ) વેઠાય, ખમાય.

**દહાડી**—રોજરોજ, નિત્ય, દરરોજ.

**ભરથાર**—( भृ to nourish ઉપરથી भर्ता ) ભરણપોષણ કરનાર, પતિ, સ્વામી.

**માધવ**—( मा+धव=मा-Godess of wealth and धव husband. ષષ્ઠી તત્પુરુષ.) લક્ષ્મીના પતિ-વિષ્ણુ-અહિં શ્રીકૃષ્ણ.

**કલ્પવૃક્ષ**—(क्लृप्-to think and वृक्ष a tree) જે ઇચ્છીએ તે આપે એવું સ્વર્ગનું એક વૃક્ષ-ઝાડ, સુદામાની સ્ત્રી શ્રીકૃષ્ણને કલ્પવૃક્ષ કહી એમ સમજાવે છે કે તમો ત્યાં જશો તો આપણે જે ઈચ્છીએ છીએ તે સૌ પ્રાપ્ત થશે, શ્રીકૃષ્ણ તમારા બાળમિત્ર છે, એમ તમો વારંવાર કહો છો માટે તેમને મળવા જાઓ. તે આપણી કામનાઓ પૂરશે.

**જીવ**—( जीव् to live ) પ્રાણ, ચૈતન્ય.

**ક્રીડા**—(क्रीड् to play ) રમત.

**પ્રગટ**—(પ્રકટ) ખુલ્લું, ચાહન.

**હુતાશ**—( हु+अश् to eat ) હોમેલું-નાંખેલું હોય તે બધું બાળી ખાઇ જનાર તે, અગ્નિ.

**અમૃતપાન**—( अमृत-पान ) અમરત પીવું તે, સુધાપાન.

**જમકિંકર**—( यम+किंकर-ष-तत्पुरुष ) જમરાજાના દૂત, સેવક.

**અધ્યાત્મ**—આત્મા સંબંધી.

**ચિંતા**—ફીકર.

**માયાવરણ**—(माया+आवरण. ષ. તત્પુરૂષ સમાસ.) માયાની અંધારી-ઢાંકણ, આચ્છાદન.

**આપદા**—( आ+पत् to fall ) દુઃખ, પીડા, ફીકર.

**વરયું**—કર્યું: ચોંટયું, લાગ્યું.

**પાતક**—પાપ. સુદામાને શ્રીકૃષ્ણ પાસે જવાનું સમજાવતાં તેમની સ્ત્રી કહે છે—તમારે શ્રીકૃષ્ણની સાથે મિત્રાચાર-ભાઇબંધી છે, તો એ કલ્પવૃક્ષ સમાન મિત્ર પાસે કેમ જતા નથી? જાઓ. દાખલાઓ આપતાં કહે છે કે-જે જીવ જળમાં રહે છે તે શા માટે તરસે મરે? અગ્નિ સળગાવી જે તેનું સેવન કરે છે તેને ટાઢ કેમ વહાય? જેણે અમૃતનું પાન કરેલું છે તે જમના દૂતોનો શા માટે ભય રાખે? જેની જીભે સરસ્વતી છે તેને આત્મા સંબંધી ચિંતા શા માટે હોય? જે સદ્‌ગુરુને સેવે છે તેને માયાનું આવરણ શું? અને જે હમેશ શ્રીહરિને સેવે છે તેને જન્મમરણની આપદા શી? અર્થાત્ જેને શામળિયાની સાથે સ્નેહ છે તેનું ઘર અનાથ જેવું શા માટે હોય? નજ હોવું જોઇએ; માટે મારી છેલ્લી વિનંતિ ધ્યાનમાં લઇ આપ શ્રીકૃષ્ણને ત્યાં જાઓ. આપણ બ્રાહ્મણને ભીખ માગવામાં શી લાજ છે?

**અનાથ,**—( अ+नाथ ) ગરીબ, અસહાય્ય.

**ભૂધર**—( भू+धर. દ્વિ. તત્પુરૂષ સમાસ ) પૃથ્વીને ધારણ કરનાર.

**ચૌદલોક**—પુરાણો પ્રમાણે તળે ઉપર મળીને ૧૪ લોક-ભુવન કહેવાય છે. ૧ ભૂલોક (આ પૃથ્વી ઉપર વસતા લોક) ૨ ભૂવર્ લોક, ૩ સ્વર્ગ લોક, ૪ મહર્ લોક, ૫ જન લોક, ૬ તપો લોક અને ૭ સત્ય લોક. ૮ અતલ, ૯ વિતલ, ૧૦ સુતલ, ૧૧ તલાતલ, ૧૨ મહાતલ, ૧૩ રસાતલ, અને ૧૪ પાતાલ. આ ચૌદ ભુવન અથવા લોકોનો ભર્તા જે કૃષ્ણ તે જરૂર તમારૂં દારિદ્ર કાપશે.

**દીન**—ગરીબ, કંગાલ.

**દરિદ્રનાં દુખ**—( દ્રુમ a tree ) શ્રીકૃષ્ણ ભગવાન આપણને દીન જાણી જરૂર દયા કરશે અને આપણાં દરિદ્રતાનાં દુઃખ-ઝાડ મનવાંછિત આપીને જરૂર ટાળશે-દળદરના વનમાંથી છુટાં કરશે-ધનવૈભવ આપશે, માટે જરાએ શરમાવ નહિ અને તેમનાં દર્શને જાવ.

આ કડવામાં સુદામાની સ્ત્રીએ બહુજ સારી દલીલો કરી તેના પતિને દળદર ફેડવાને તત્પર કર્યો છે.

---

## કડવું ૩ જું.

---

શ્રીકૃષ્ણને ત્યાં યાચના કરવા જવું, કે ના જવું? એ બાબત સુદામા અને તેમની સ્ત્રી વચ્ચે થયેલો સંવાદ આ કડવામાં છે. કવિવર પ્રેમાનંદે આ સંવાદમાં સુદામાની સ્ત્રીને ગૃહ રાજ્યની પ્રધાન બનાવી છે અને ખરેખર વિનયથી સ્વામીને તેણે પોતાના મતમાં આણ્યો છે. સ્વામીને સમજાવીને રસ્તે લાવવો એ

સ્ત્રીઓનું મુખ્ય કર્તવ્ય છે અને તેનું સ્ત્રીઓને અનુકરણીય ચિત્ર અહિં રજુ કરવામાં આવેલું છે.

**ાચો**—( याच् to beg ) યાચના કરો.

**ાદવરાય**—(यादव-યદુવંશીઓ.) જાદવનો રાજા-શ્રીકૃષ્ણ.

**ાવઠ**—( भव+अट्-ફરવું.) ભવ-સંસારમાં ભટકવાપણાનું દુઃખ પીડા તે, ભાવઠ ભાગશે. આખા ભવની ઉપાધિ મટશે.

**ામતી**માં જઇ—દ્વારકામાંની એક નાની નદી. ખાડી જેવી એ નદી છે. અહિં 'ગોમતીમાં જઇ' એવું પદ બંધ બેસતું નથી, એ ઠેકાણે ધન નહિ જડે તોપણ શ્રી હરિનાં દર્શનનું ફળ નહિ જાય, એવું પદ કદાપિ હોય, એ સંભવિત છે.

આ ત્રણ ચરણ સુદામાની સ્ત્રીનાં છે અને તેમાં તે પગે લાગીને તેમને કહે છે કે દ્વારકાં જઇ જાદવોના રાજા શ્રી કૃષ્ણની યાચના કરો. એથી દૈન્યની આ બધી પીડાનો અંત આવશે. કદાપિ ધન નહિ મળે તો પણ ગોમતી સ્નાન અને કૃષ્ણ દર્શનનું ફળ એળે નહિ જાય, માટે જરૂર જાઓ.

**ત્તિવાય**—(प्रति+इ to go and अव મળીને प्रत्यवाय) હરકત, અડચણ.

**ામ**—મમત્વ, પોતાપણું ( selfrespect) ટેક, અહંભાવ.

સુદામો કહે છે કે માગવામાં હરકત તો નથી, પરંતુ મિત્ર આગળ મમત્વ છોડી દેતાં જીવ જતો હોય એટલું બધું લાગે છે, તો શા માટે ટેક છોડવો ?

**ેદર**—પેટ, સ્ત્રી કહે છે કે પેટને માટે તો નીચ પાસે જઇને પણ વિનયથી પ્રણામ કરીને ઉભા રહેવું પડે છે, ત્યારે આ તો

મળવા જેવું સ્થાનક છે, તો મામ રાખી શા માટે કામ વણ-સાડવું-બગાડવું? **વણસે**- ( वि+नश् ઉપરથી વણસવું-નાશ પામવું.)

**દુર્બળ**—( दुर्+बल=બળ રહિત ) બળહીન–અહિં દીન, ગરીબ એવો અર્થ છે. પ્રેમાનંદે દરેક ઠેકાણે દુર્બળ–ગરીબ–દીન, એ અર્થમાં વાપર્યો છે "દુર્બળની દીકરી રાંકડી, આચાર કરી બાંધો રાખડી" માંમેરૂ.

**લક્ષ્મીનાથ**—લક્ષ્મી પતિ–રમાપતિ-વિષ્ણુ-શ્રી કૃષ્ણ. સુદામા કહે છે કે શ્રી કૃષ્ણ એકલા નહિ હોય પણ જાદવો તેમની પાસે બેઠા હશે. તેઓ બધાની વચ્ચે જઇ યાચના માટે શી રીતે હું જમણો હાથ લંબાવું. મારા જેવા દુર્બળના રૂપથી લક્ષ્મીનાથ લાજે નહિ ?

**ઉદ્યમી**—( उत्+यम् to strive ઉદ્યમ ) ઉદ્યમ કરનાર. આ ચરણ "જે પુરૂષ હોય ઉદ્યમી તે, જઇ કરે પોતાનું કાર્ય" આમ જોઈએ.

સ્ત્રી કહે છે કે જે પુરુષ ઉદ્યમી હોય છે તે હરેક પ્રકારે પોતાનું કામ કરે છે અને આપણે તો બ્રાહ્મણ છીએ, કે જેનો કુલધર્મ ભીખ માગવાનો છે. આપણને ભીખવામાં લાજ શી ?

**ગર્ભવાસ**—( गर्भ+वास સપ્તમી તત્પુરૂષ ) ગર્ભમાં રહેવું.

**રક્ષા**—રક્ષણ-પોષણ.

**સુખલીલા**—સુખની લીલા, મોજ કરવી તે; સંસારને સુખ રૂપ માની લીલા રમતગમત મેળવવી તે.

**વિસરે**—( वि–स्मृ to forget ) ભુલીએ.

**ભાવ**—( भव् to be ) કામના, મનનું વલણ.

**ભિન્ન**—જુદું. સુદામા સ્ત્રીને કહે છે કે પ્રાણી દશ મહિના ગર્ભમાં રહે છે ત્યાં પરમેશ્વર તેનું રક્ષણ પોષણ કરે છે. તે સર્વના અંતરની વાત-પીડ જાણનાર છે, એમ વારંવાર શું કહેવું? જ્યારે અંતર્યામી રક્ષણ પોષણ કરનાર છે ત્યારે મનમાં સંતોષ રાખીને રહેવું, ઉદ્યમ કરવાનું કંઇ કારણ નથી. ઉદ્યમ કરીને ધન મેળવીએ તો સુખલીલામાં પડાય અને તેથી આપણા હૃદયના ભાવ ભિન્ન-જુદા પડી જાય તથા ભક્તિ વિસારે પડે, માટે મામ મુકવાનું કંઇ કારણ નથી.

**પરિવાર**—છોકરાં છૈયાં, વસ્તાર, કટુંબીજન.

**જગદીશ**—( जगत्-ईश. ષ. તત્પુરૂષ ) જગતના ઇશ તે, પરમેશ્વર, અહિં રામ.

યાચવા ન જાઇએ અને ઘરમાં પડી રહીએ તો પરિવાર છોકરાં છૈયાં કેમ જીવે? માટે જાચવા જાવ. હું તમને બીજીવાર જાચવાનું કહીશ નહિ. વિભીષણ મોટો રાજા ને ધીરવીર હતો તો પણ તેણે રામને જાચ્યા હતા તો પછી આપણે ગરીબ જન શા માટે ન જાચીએ? પ્રભુ શ્રીકૃષ્ણ સામાં પગલાં ભરવાથી-શરણે જવાથી દળદર અને તેમના ભાગના ચણા ખાઇ જવાથી જે રીસ ચઢેલી છે તે પણ ઉતરી જશે.

**દીન**—ગરીબ, કંગાલ. **પાણિ**-હાથ, કર. **વદન**-મુખ. **વરણ**-(वर्ण) રંગ. **ચિહ્ન**-લક્ષણ **ઈહાં**-અહિં.

**નવનિધ**—નવ-નિધિ કહેવાય છે, અને તે બધા કુબેર ભંડારીની પાસે રહે છેઃ એનાં નામઃ—૧ પદ્મ ૨ મહાપદ્મ ૩ શંખ,

૪ મકર, ૫ કચ્છપ. ૬ મુકુંદ, ૭ કુંદ, ૮ નીલ અને ૯ ખર્વ.

સુદામા—માગતાં હાથ જોડવા પડે, ગરીબ વાણી બોલવી પડે અને મોં પીળું ફીકું પડી જાય. આ બધાં ચિહ્ન ભીખ માગનારનાં છે. એવી સ્થિતિમાં મુકાવા કરતાં તો મરણ સારૂં. અંતર્યામી રામ આખા વિશ્વની સ્થિતિ જાણે છે તે જો આપવું હશે તો ઘેર બેઠાંજ આપશે, ત્યાં જવાનું કંઇ કામ નથી. વળી ત્યાં જવા તરફ મારા ચરણ ચાલતા નથી, તેમ મિત્ર આગળ મામ મુકીને માગવું તે પણ મારી કાયામાં ધિક્ પણા બરોબર લાગે છે.

**અજાણ**—નહિ જાણીતા; જાણ રહિત.

**ઘટઘટમાં**—શરીરમાંના દરેક છિદ્રમાં, સર્વત્ર.

**પુરુષપુરાણ**—પુરાણ પુરુષ, આદિકાળનો પુરુષ તે; પરમેશ્વર (पुराण જુનું પ્રાચીન.)

સ્ત્રી કહે છે–શ્રી કૃષ્ણ અંતર્યામી છે. તેમને તમારે કશું કહેવુંજ પડશે નહિ. એ બધુ જાણે છે તેનાથી કંઇ અજાણ નથી; કારણ કે મનુષ્ય માત્રનાં શરીરના દરેકે દરેક સ્થાનમાં તે રહેલો છે. એ આદિ પુરુષ આપણું દારિદ્ર જરૂર કાપશે અને હમેશની આપદા ટળી જશે.

**દસમાસ**—ગર્ભના નવ દશ મહિના પ્રાણી ગર્ભમાં રહેલો જીવ કશો ઉદ્યમ કરતો નથી તેમ છતાં પણ પરમેશ્વર તેનું રક્ષણ પોષણ કરે છે, તે શ્રી હરિ આપણને વિસારશે નહિ, એમ જાણીને સંતોષ રાખો.

**જ્ઞાની**—સમજુ; સંસારની અસારતા સમજનાર, અધ્યાત્મ જ્ઞાનવાળો.

**વૈરાગી**—( रंज् ઉપરથી રાગ અને वि+राग ) સંસારી રાગ જેને નથી તે, પ્રેમ-પ્રપંચ રહિત, સાધુસંત.

**ત્યાગી**—( त्यज् to abandan તજી દેવું ) જેણે સંસારની માયા છોડી દીધી છે એવો, વેરાગી, સાધુ.

**પંડિત**—વિદ્વાન; ધર્મશાસ્ત્રાદિક જાણનાર.

**ગુણભંડાર**—( गुण+ભંડાર ષષ્ઠી તત્પુરુષ સમાસ ) ગુણના ભંડાર-નિધિ. ગુણસાગર.

**અવતાર**—જન્મ. ( अव+तॄ ઉતરવું.)

**અધમ**—હલકું, નીચું.

**આંસુ**—( अश्रु ) આંસુભરે આંખમાં એમ-અર્થાત્ રડે.

**પ્રેમદા**—( प्रेम+दा આપવું ) પ્રેમ આપનાર સ્ત્રી.

**ઉચરે**—બોલે. ( उत्+चर् બોલવું, અવાજ કરવો તે ઉપરથી )

સુદામાની અયાચક વૃત્તિ દૃઢ જોઇ તેમની સ્ત્રી કહે છે કે, તમે, જ્ઞાની, વિરાગી, ત્યાગી, મોટા પંડિત અને ગુણભંડાર થઇ બેસી રહો છો, ત્યારે હું જે એક અબળા તરીકે અવતરેલી છું તે કેવી રીતે યાચી શકું?

**ઋષિપત્ની**—સુદામા ( ઋષિ )ની સ્ત્રી, સ્ત્રીનો અવતાર હળકો-અધમ છે તે શું કરે એવું કહેતાં કહેતાં તેની આંખમાં પાણી ભરાઇ આવ્યાં-તે રડી પડી. તેના રડવાથી અને દુઃખથી સુદામાએ આગલા કડવામાં તેને સમજાવવાનો ફરીને યત્ન કર્યો છે.

---

# કડવું ૪ શું.

**સુંદરી**—( सुन्दर-રૂપાળું ) રૂપાળી સ્ત્રી. સામાન્ય રીતે હરેક સ્ત્રીને માટે વપરાય છે.

**ઘેલી કોણે કરી**—કોણે ભમાવી-ભૂત લગાડ્યું, એવા અર્થમાં છે.

**નિર્મ્યું**—નક્કી કરેલું. ( निर्+मा ) આગળથી ચોકસ કરી નાંખેલું.

**વિધિ**—( वि+धा ) બ્રહ્મા, નસીબ.

**વૃદ્ધિહાણ**—( દ્વન્દ્વ સમાસ ) લાભ-નુકશાન, વધઘટ, વત્તુંઓછું થવું તે.

યાચના કરવા માટે દ્વારકા જવાની સ્ત્રીની હઠ જોઇને સુદામાએ કહ્યું કે, તને કોણે આ ઘેલું લગાડ્યું છે. હું શિખામણે શી દેઉ! વિધિએ વિધાતાએ કર્મમાં જે નક્કી કરેલું હશે તેજ મળશે, કારણ કે, મનુષ્યને આ જન્મમાં જે વૃદ્ધિ હાણ થાય છે, તે પ્રભુ આગળથીજ નિર્માણ કરે છે.

**ખડધાન**—ઘાસિયું ધાન, સામો, કાંગ, બંટી વગેરે. વાવી કેળવીને ઉછેરેલા ખેતરનું નહિ તે.

**શાળ**—ઉંચીજાતની ડાંગેર કે જેમાંથી સારી જાતના ચોખ્ખા મળે છે તે, કમોદ, કુલફો વગેરે.

**શોચના**—( शुच to bewail ) શોક કરવો તે.

**એકાદશીવ્રત**—અગિયારસને દિવસે ઉપવાસ કરવાનો નિયમ તે.

**તીર્થ**—યાત્રાનું સ્થળ તે, પુણ્યપવિત્ર સ્થાન. તીર્થોપવાસ ( तीर्थ+उपवास ) યાત્રાળુઓમાં એવો રિવાજ છે કે જે દિવસે તીર્થ સ્થાનમાં પહોંચાય તે દિવસે ઉપવાસ કરવો.

કર્મવાદને અનુસરીને સુદામા કહે છે કે પૂર્વ જન્મે જો સુકૃત કર્યાં હોય તો આ જન્મે તેનું ફળ મળે, પરંતુ આપણે તો એવાં પુણ્યનાં કામ પેલે ભવ કરેલાં નહિ હોય એટલે આ જન્મમાં સુખ ક્યાંથી પામીએ? દૃષ્ટાંત આપતાં કહે છે કે ખડધાન વાવ્યું હોય અને શાલીની આશા રાખીએ અને પાણી વહી ગયા પછી પાળ બાંધવા જઈએ, એવું આ છે. આ જન્મે પેલા જન્મનાં કાર્યને માટે કંઇ બની શકે નહિ, એટલે તેનો શોચ કરવો નકામો છે. વળી કહે છે કે–આ જન્મમાં પણ આપણાથી કંઇ સત્કર્મ થતાં નથી તો પછી સુખની–સારા ફળની આશા રાખવી તે ફોગટજ છે.

**વાયસ**—કાગડો. **ગો**–ગાય. **ગ્રાસ**–કોળિયો, ગૃહસ્થાશ્રમીનો એ ધર્મ છે કે પોતાને માટે જે રસોઇ કરી હોય તેમાંથી ગાય, કુતરૂં અને કીટ પતંગાદિને માટે કંઇક કાઢવું. પોતાને અન્નની તાણ છે ત્યાં આ શી રીતે બને? અતિથિ વગેરે પણ આપણે ઘેરથી નિરાશ થઇને પાછા જાય છે તો પછી ક્યા જન્મના ફળે આપણને સુખ મળે?

**હરિ–પ્રસાદ**—દેવને ધરાવેલી ખાવાની ચીજ તે. **અશુદ્ધ**–અપવિત્ર. એકાદશી વગેરે વ્રત થતાં નથી, તીર્થ ઉપવાસ કર્યાં નથી, વૈશ્વદેવ–યજ્ઞ–યાગ–હોમ હવન વગેરેથી અગ્નિને તૃપ્ત કર્યો નથી, શ્વાન, વાયસ કે ગાયને માટે કંઈ અપાતું નથી, અતિથિ નિર્મુખ જાય છે, હરિને સામગ્રી ધરાવી તેનો પ્રસાદ લેવાતો નથી, માત્ર અશુદ્ધ એટલે કે જેનો રસોઇમાં ભાગ છે તેને આપ્યા વગરનું અન્ન તેથી પેટ ભરીએ છીએ એટલે પશુના અવતારમાંથી મનુષ્યના અવતારમાં આવ્યાં છીએ, એ ઉપકાર રૂપે માની સંતોષ

રૂપી અમૃતપાન કરી હાલ જીવને શાંત રાખ કે જેથી કોઇ વાર બીજે જન્મે પણ સુખ પ્રાપ્ત થાય.

સુદામાનો કર્મવાદ અને જ્ઞાનથી સંતોષ રાખવાનું સાંભળીને તેમની સ્ત્રીએ કહ્યું કે, મારૂં મન જડ–જ્ઞાનશૂન્ય થઇ ગયું છે અને મને તમારૂં જ્ઞાન બીલકુલ ગોઠતું નથી, માટે બાળકો રૂવે છે તેમને માટે અન્ન લાવો.

**જોગેશ્વર**—( योगीश्वर ) યોગમાં મોટા થયેલા, અર્થાત્ યોગીઓના અગ્રેસર.

**હરિભક્ત**—વિષ્ણુના ભક્તો.

**ભજન**—( भज् to worship ) હરિના ગુણ ગાવા તે.

**અન્નપૂર્ણા**—દુર્ગાદેવી, પાર્વતી. ખૂટે નહિ એમ અન્ન પૂરૂં પાડનારી શક્તિ.

**અક્ષયપાત્ર**—( अक्षय ન ખૂટે એવું ) જેમાંથી ખાવાનું ખૂટે નહિ એવું પાત્ર.

**ઇન્દ્ર**—દેવતાઓનો રાજા.

**કામધેનુ**—( काम+धेनु ) જેવી કામના થાય તેવું આપનારી ગાય તે, સુરભિ.

**કોણમાત્ર**—શા હિસાબમાં, શી ગણતરીમાં–એમ.

**સુર**—દેવલોકો.

**મનવાંછિત**—મનમાં ઇચ્છા કરેલું–મનથી ચિંતેલું.

**ધર્મ**—કલ્યાણકારક ને ઇશ્વરને પ્રાપ્ત કરવાનો જે માર્ગ તે. મનુષ્યનું કર્તવ્ય.

**પ્રાણ**—જીવ, ચૈતન્ય વિશેષ.
**ઉભો**—ટકી રહેલો, નિભતો, અસ્તિત્વમાં રહેલો.
**વિધિએ** લખ્યા અક્ષર—છઠ્ઠીના લેખ. લોકમાન્યતા એવી છે કે, બાળકના જન્મ પછી છઠ્ઠે દિવસે વિધાતા તેના જીવનમાં જે સુખ-દુઃખ પડવાનાં હોય તેનો લેખ લખી જાય છે, અને તે પછી તેના જીવન દરમિયાન બન્યા કરે છે.
**ધરણીધર**—( धरिणी+धृ-धर ) પૃથ્વીને ધારણ કરનાર-ઈશ્વર. અહિં ધારણ કરનારનો અર્થ ઝીલનાર નહિ પણ સાધન આપી જગતને ચલાવનાર એવો છે.
**તતખેવ**—(तत्क्षण) તરતજ.

સુદામાની સ્ત્રીએ તેમને કહ્યું કે, જોગેશ્વર કે હરિના ભક્ત કોઈનેએ અન્ન વગર ચાલતું નથી. અન્નને લીધે જગત જીવે છે. ભક્તોને પણ અન્ન વગર ભક્તિ સૂઝતી નથી. ગીતામાં કહ્યું છે કે, અન્નથી જગત–અરે ભૂતમાત્ર ઉત્પન્ન થાય છે ને જીવે છે. અન્નને માટે શિવ–મહાદેવજીએ અન્નપૂર્ણા–દુર્ગાદેવીને પોતાને ઘેર રાખ્યાં છે, સૂર્યે અક્ષયપાત્ર રાખ્યું છે, ઇંદ્રે કામધેનુ ગાય અને દેવ લોકે કલ્પવૃક્ષ અન્ન પ્રાપ્ત થાય તે માટે રાખ્યાં છે, તો પછી આપણે કોણ માત્ર–શી ગણત-રીમાં, જે અન્નને માટે તજવીજ ના કરીએ?

અન્ન વગર પ્રાણ ટકતો નથી અને પ્રાણ વગર ધર્મ થતો નથી. આખો સંસાર–જગત અન્ન ઉપરજ જીવે–નિભે છે; માટે શ્રી કૃષ્ણને મળવા જાઓ, ફેરો ફોગટ જશે નહિ. વિધિએ–વિધાત્રીએ આપણા કપાળમાં જે દારિદ્રના અક્ષર પાડ્યા છે,

તે ધરણીધર એવા શ્રી કૃષ્ણ જરૂર ધોઇ નાંખશે. દરિદ્રતા રૂપી ઝાડવાં ત્રિક્રમ–ત્રણ પગલે ત્રણે ભુવનને વ્યાપ્ત કરનાર ભગવાન કાપી નાંખશે, માટે હે નાથ! તમે દ્વારકાં જાઓ. હું તમારો પાડ–ઉપકાર માનીશ.

---

## કડવું ૫ મું.

**જોગી**—(योगी) ઋષિ, વૈરાગી, ત્યાગી. શુકજોગી, કર્મધારય સમાસ.

**વિપ્ર**–બ્રાહ્મણ, દ્વિજ.

**આપ**—પોતે, અર્થાત્ આત્મા.

**સર્વથા**—નક્કી, જરૂર, ખચીત.

**રાંક**—( रंक ઉપરથી ) ગરીબ.

**કુંવર**—( कुमार ) છોકરો; મોટા માણસ અને રાજા વગેરેનો પુત્ર તે.

**સમુદાય**— ( सम्–उत्–इ to go–સાથમાં જવું ) સમૂહ, ટોળું.

**હરખ**–હર્ષ, આનંદ.

**પાડોસણ**—( प्रति+वस् ઉપરથી પાસે રહેનારી ) પાડોસમાં રહેતી સ્ત્રી.

**કાંગ**—એક જાતનું ખડધાન્ય. એના તાંદળા નિકળે છે. સાધારણ લોક અને તેમાં બ્રાહ્મણ–તાપસ વગેરે લોક વનમાં પૂર્વે ખડધાન્ય-નોજ ઉપયોગ કરતા.

**ઉખળે**—(उलूखल) ખાંડણિયો.

**ઓખણ્યા**—ઓખણવું–ખાંડવું, છડવું–છડ્યા. **તગતગતા**–ચળકતા. કાંગ અને કોદરા વગેરેના ચોખા–બીજ ભરડીને તાંદળા કઢાય છે– અને છડવાથી તે ઉજળા થાય છે. કાંગ વગેરેના કણ છડવાથી

ઝીણાં મોતી જેવા તગતગે છે.

પરીક્ષિતને શુકજોગી–શુકદેવજી કહે છે કે–હે રાજા! સુદામાને તેમની સ્ત્રીએ દ્વારકાં જવાને પગે લાગી લાગીને વિનવ્યા, ત્યારે તેમણે આપ–મન સાથે વિચાર કર્યો કે, છોકરાં અન્ન વગર ટળવળે છે, તેથી સ્ત્રી બિચારી આમ કલ્પાંત કરે છે, માટે મારે જરૂર જવું પડશે, યાચવા ગયા વગર છુટકો નથી. આવો વિચાર કર્યા પછી તેમણે સ્ત્રીને કહ્યું કે–હું જાઉં તો ખરો પણ શ્રી કૃષ્ણનાં બાળકો વગેરે વિંટાઇ વળે તો મારે તેમને કંઇ ભેટ આપવી પડે, તે ક્યાં છે?

સ્ત્રીને ઉત્સાહ આવ્યો અને પાડોસણ પાસે જઇ–પાછા આપવાનું કહીને કાંગના તાંદળા લઇ આવી. પછી તેને છડી, ઉજળા કરી સુદામાને બંધાવ્યા.

**છોવાય**—અભડાય, અપવિત્ર થાય. ભેટ આપવાના તાંદળા અપવિત્ર થાય નહિ તે માટે ઉપરાઉપરી–છોડતાં રીસ ચઢે એમ ઘણાંક ચિંથરે બાંધ્યા. સુદામા જવા નિકળ્યા ત્યારે છોકરાંએ કહ્યું કે, "પિતાજી એવું લાવજો જેયમ જાય આપણી ભૂખ." આપણી બધી વસ્તુની તાણ મટે એવું કંઇક લાવજો. ભૂખ–ખાવાની જે કુદરતી માગણી તે. અન્નની ભૂખજ નહિ પરંતુ જીવનનાં સાધનની તાણ તે કોણ આપે? અહિં ભૂખનો અર્થ કોઇ જાતનો સંકોચ રહે નહિ એવું લાવજો એવો છે.

**દીનવાણી**—છોકરાંનું ગરીબીનું બોલવું સાંભળી સુદામાએ દ્વારકાથી કંઇ મળશે નહિ, તેવી શંકા હોવાને લીધે નિશ્વાસો નાંખો ને લાવીશ એમ નહિ કહેતાં, બાધેભારે માત્ર એટ-

લુંજ કહ્યું "કે પરબ્રહ્મ આશા પૂરશે." પરમાત્મા ઉપર શ્રદ્ધા રાખો.

**સંચર્યા**—( सम्+चर् to go ) ચાલ્યા.

**પરિવાર**—( परि+वृ to surround ) છોકરાંહૈયાં, વગેરે કુટુંબનાં માણસોનો સમુદાય તે.

**ભક્તશણગાર**—ભક્ત શિરોમણિ; ભક્તમંડળીને શોભાવે એવા.

**ભાલ**—કપાળ, **તિલક**=ટીલું. **રસના**–જીભ.

**ભણતોજાય**—બોલતો–વારંવાર બોલવું–એટલે જપવું–જપતો જાય.

**કુંખ**—ડાભ, દર્ભ. અહિં શકારનો ખકાર પ્રાસને માટે અમસ્તોજ કરેલો છે, દાઢી વગેરેના વાળ વધવાથી તેમનું મુખ દર્ભનું જાણે ભોથું હોય એવું લાગતું હતું એમ.

**કદ્રૂપ**—બેડોળ, કદરૂપું. સુદામાનો દ્વારકા પ્રતિ સંચાર વર્ણવતાં કવિ કહે છે કે–ભક્તના શણગાર પણ બેરાગી જેવા, મુખ ઉપરના વાળને લીધે કદરૂપા લાગતા, જટામાંથી સામા પવનને લીધે રાખના ગોટા ઉડાડતા, જોડાની ધૂળથી ચારે તરફના આકાશને રજોકીર્ણ કરતા, મોઢે શ્વાસ ન માય તેમ ધસમસ જતા, સામા મળનારને વિસ્મય ઉપજાવતા સુદામા જતા હતા.

**ધૂમ્ર**—ધુમાડો.

**ઉપાનરેણુ**—(उपानह्+रेणु–રજ) ધૂળ અભ્ર–આકાશ.

**જોજન**—યોજન, ચાર ગાઉ જેટલું માપ, કોટાન કોટ–કોટિ પર્યંત, આસપાસ એમ.

**ધસમસ**—ઉતાવળા. વિસ્મય–અચંબો, નવાઈ.

**તૈલાભ્યંગ**—( तैल–अभि–अंजे ) શરીરે તેલ ચોળવું તે; તેલનું મર્દન.

લુખું—નહિ સુંવાળું, ખડબચડું. ચિકાશ વગરનું.

ગાત્ર—શરીર. જેષ્ઠિકા-લાકડી. કૌપીન-સંન્યાસીનું ટુંકું-લંગોટી વાળવાનું વસ્ત્ર.

જીરણ— (जीर्ण) ઘસાઈ ગયેલું, જુનું.

વનકુળ—વલ્કલ, ઝાડની છાલનું વસ્ત્ર.

પરિધાન—( परि+धा-to dress ) પહેરવું-પહેરવાનું તે.

ભાગ્યભાનુ—નસીબનો સિતારો-સૂર્ય. (ષ. તત્પુરૂષ સમાસ.)

ગરીબ; ઉત્સાહ રહિત, ભોળિયા બ્રાહ્મણનું બોલવું, ચાલવું, શરીરના રંગ ઢંગ, અને પહેરવેશ વગેરેનું ચિત્ર કવિએ આપ્યું છે.

થોડેશ્રમે—શુકદેવજી કહે છે કે-હે રાજન્ ! શ્રી કૃષ્ણની કૃપાએ થોડાજ શ્રમમાં સુદામો 'મને શ્રી કૃષ્ણ પોતાના જેવો બનાવશે' એવો વિચાર કરતા કરતા દ્વારિકા પહોંચી ગયા.

## કડવું ૬ ઠું.

દ્વારામતી—દ્વારકા. આ કડવામાં દ્વારકાનું વર્ણન, અને લોકો તથા છોકરાંથી પજવાતા અને હસાતા ગરીબ સુદામાનું કૃષ્ણભવનપ્રતિ ગમન વર્ણવેલું છે.

કનકકોટ—કનક=સોનું. તેનો કોટ શહેરની દિવાલ. (ષ. તત્પુરુષ)

મણિમયરત્ન—મણિના જેવાં ગોળ અને ચળકતાં રત્નો, મૂલ્યવાન કાચ કે સ્ફટિક.

**કાંગરે**—કાંગરો; સપાટીની ઉપર નિકળેલો શંકુ. આ શંકુ-કાંગરે મણીના જેવાં રત્ન જડેલાં.

**કોઠાં**—કોટની ઉપલી સપાટી આગળ ૨૦–૨૫ માણસ બેસે કે ઉભા રહે એવી બહાર પડતા ઘેરાની અગાસી તે.

**કોશીસાં**—બે કોઠા વચ્ચેના કોટને મથાળે ઉભા રહી ભાલો નંખાય એવી બખોલ તે.

**વિશ્વકર્મા**—કારીગરનો દેવ. એ બ્રહ્માનો પુત્ર હતો અને એણે બધી કારીગરીવાળી બનાવટો શોધી કાઢી હતી. દેવ લોકનો શિલ્પી; શિલ્પીઓનો આરાધ્ય દેવ. કડિયા, સુતાર, શલાટ વગેરે કારીગરો એને પોતાનો ઇષ્ટદેવ માને છે.

**દુર્ગ**—(दुर्+गम् જવું) ઝટ લઇને જેમાં પેસાય નહિ એવું મજબુત મકાન-કિલ્લો.

**ધ્વજા**—(ध्वजा) વાવટો; કેતુ.

**દુન્દુભિ**—ચામડું મઢેલાં વાજાં; એક જાતનાં તાસા જેવાં નગારાં.

**સુદર્શન**—વિષ્ણુનું એ નામનું ચક્ર. એમ કહેવાય છે કે-દ્વારકાની રક્ષા માટે શ્રી કૃષ્ણે પોતાના ચક્ર સુદર્શનને શહેરની આસપાસ ફરતું રાખ્યું હતું. પ્રેમાનંદે ઓખાહરણમાં પણ તેને રક્ષા કરતું જણાવ્યું. 'રક્ષા કરવા ફરે છે ચક્ર, ત્યાં તો જઇ ન શકે રાય શક્ર.'

**ગંભીરનાદ**—ઘેરી ગર્જના. દ્વારકા સમુદ્રના તટ નજીક હોવાથી સમુદ્રની ઘેરી ગર્જનાઓ હમેશ થયા કરે છે. સોનાનો કોટ, રત્ન જડિત્ર કાંગરા, શત્રુથી ઝટ પ્રવેશ થાય નહિ એવા કિલા,

તેની ઉપર ફરફરતી ધ્વજાઓ, કોઠે કોઠે વાગતાં નગારાં, સમુદ્રનો ઘેરો નાદ અને વિશ્વકર્માની કારીગીરી વગેરે જોતાં મન મોહી રહે એવી શોભા અને રાનક વર્ણવી.

**ગોમતીસંગમ**—નગર પાસે ગોમતી નામે એક નદી છે તેનો સમુદ્ર સાથે સંગમ થાય છે. એમાં દેશ પરદેશના-ચારે વર્ણના યાત્રાળુ આવી સ્નાન કરીને પરમ ગતિ પામે છે. ગોમતી સ્નાનથી પરમ ગતિ પ્રાપ્ત થતી હોવાથી દ્વારકાને મુક્તિ-ભવબંધ તોડનાર નગર કહેવામાં આવે છે અને એની શોભામાં મણા-ખામી-ખોડ નથી.

**સ્નાન**—( સ્ના નહાવું ) ઉપર વર્ણવી એવી દ્વારિકા આવી એટલે ગોમતીમાં સ્નાન કરીને સુદામાએ તેમાં પ્રવેશ કર્યો. પણ લોક નાગરિકથી જુદી જાતનું વિચિત્ર તેમનું રૂપ-ડોળ જોઇને છોકરાં ખીજવતાં ખીજવતાં પુંઠે ચાલવા માંડ્યાં.

**જાદવસ્ત્રી**—દ્વારકામાં યાદવો રહેતા હતા તેમની સ્ત્રીઓ, એક બીજાને તાળી આપી સુદામાના ડોળ-ઢંગ ઉપર મશ્કરીમાં હસવા લાગી. કોઇ કહે-આવો નર જ્યાં રહેતો હશે તે નગરને ધન્ય છે! બીજી કહે-બાઇ, જે સ્ત્રીએ મોટાં વ્રત અને તપ કર્યાં હશે તેને આવો ભરથાર મળ્યો હશે! ત્રીજી કહે-ઇન્દુ-ચંદ્ર, કોઇ કહે-ખરેખર કામદેવ? આને રૂપે તો કેશવ-કૃષ્ણ અને રામ-બળદેવ પણ હારી જાય તેમ છે? વળી કોઇ કહે કે-પતિવ્રતાનાં મન આને જોઇને તો મોહાશે! આ પ્રમાણે મશ્કરી ઠઠ્ઠા વચ્ચે સુદામા દ્વારકાની શેરીઓમાં માર્ગ કરતા ચાલ્યા.

હાઉ—છોકરાંને બીવરાવે એવું કલ્પિત ભયપ્રદ પ્રાણી. કોઈ સ્ત્રીઓ એમ પણ કહેતી કે–આ તો હાઉ જેવો છે. રોતું છોકરૂં હોય તેને બતાવશો તો છાનું રહી જશે !

ચેષ્ટા—મશ્કરી; ઠઠ્ઠો. લોકો મશ્કરીઓ કરે, છોકરાં કાંકરા મારે, અને તાળીઓ પાડે. વજાડે ગાલ–ગાલ ફુલાવી ફૂત્કાર કરે, નાનાં છોકરાં તેની આગળ ફરી વળે–રોકે, તેમ છતાં સુદામાજી તો રામ કૃષ્ણનો ઉચ્ચાર કરતા અને હસતા હસતા ચાલ્યા જાય.

સાધુદૃષ્ટિ—આટઆટલું થવા છતાં જેના ઉપર ક્રોધની અસર ઉપજેલી નહિ એવી ક્ષમા નજરના.

કૃપાનાથ—દયાળુ; કરૂણા એજ જેનો સ્વભાવ છે એવા.

પ્રત્યુત્તર—(प्रति+उत्तर) સામો જવાબ.

દ્વારપાળ—બારણાના રક્ષક; દ્વાર સાચવનાર.

દિગપાળ—(दिश्+पाल) દિશાઓનું રક્ષણ કરનાર દેવ.

ધામ—સ્થાન, મકાન, પવિત્ર સુંદર સ્થળ,

ભાણુ—સૂર્ય. લોકની મશ્કરીઓ અને છોકરાંની પજવણીને હસતા હસતા સુદામા જતા હતા તેથી એક વૃદ્ધ યાદવને તે સાધુ પુરુષ જેવા લાગ્યા. તેણે ઉભા રાખી ખબર પૂછી અને સુદામાને હરિ-દર્શન માટે જવું હતું તેથી રાજમહેલનો માર્ગ બતાવ્યો.

હાટ—દુકાન. ચૌટાં=બજાર જ્યાં ચાર રસ્તા એકઠા થતા હોય ત્યાં આગળની દુકાનો વગેરે તે.

ચોક—ખુલ્લી જગા, આંગણું, છજાં=ડાખલીઓ. ઝરૂખાં=બારીના ઉંબ-રાથી બહાર ધસતી બેઠક. ગોખ–નાની ડોકા બારીનો રવેશ. અટારી સાંકડું પણ લાંબુ છજુ. મેડી=આગલી ખડકી ઉપરનો

સુંદર મેડો તે.

**જડિત્ર**—બેસાડેલું ગોઠવીને ખચિત કરેલું.

**ઝાકઝમાળ**—ચકચકાટથી ઉજ્જવળ દેખાતું હોય એવું.

**મીનાકારી**—મીનાથી સારી રીતે જડતું તે, મીનાનું જડિત્ર કામ. કાચના રસને મીનો કહે છે, અને એના વડે સોનાના દાગીના વગેરેમાં ખોભણ પાડી રંગિત-રત્નાદિ જડીને આકાર પાડવામાં આવે છે.

**અમરાપુરી**—દેવનગરી. **ઓવારી**-ઉતરતી ગણાય એવી-તુચ્છ, રદ્દ: કંઇ વિશાતમાં નહિ એવું.

**સ્ફટિક**—કાચ જેવો ઉજળો ધોળો પથ્થર.

**નાટારંભ**—નાટકો, નાચ અને ગમ્મતો વગેરે.

**મૃદંગ**—પખાજ. ઉપંગ-મૃદંગની સાથે ભળતું વાદ્ય.

**હરિણનાં**—મૃગને થંભાવી રાખે એવા રાગનાં-અહિં આગળ તો "હરિનાં" ગીત-કીર્તન એવો પાઠ લેવો યુક્ત છે.

**રમકઝમક**—રૂમઝુમ. મોટા જાદવોનાં અને લોકનાં સુંદર મકાન અને તેમાં થઈ રહેલા નાટારંભ-ઉત્સવ વગેરે દ્વારકાની જાહોજલાલી અને આનંદ-જોતા જોતા સુદામા રાજદ્વારમાં પહોંચ્યા. રાજદ્વાર આગળનું વર્ણન.

**પતાકા**—ત્રિકોણાકાર ધ્વજા તે.

**કળશ**—(कलश) લોટો: ઘટ. મંદિર વગેરેનાં શિખર મોટા નાના લોટાની ઉતરડથી બનાવાય છે.

**જાંગડજાંગડ**—વાદ્યમાંથી નિકળતો એવો-અવાજ તે.

**શરણાઇ**—ફુંકીને વગાડવાનું વાયુવાદ્ય-પીપુડી. **નફેરી**-એક વાદ્ય. **હેમ**-સોનું.

**અછોડો**—રાશ, બળદ અને ઘોડાને બાંધવાનો દોર.

**મદગળતા**—હાથી જ્યારે ભરજુવાનીમાં આવે છે ત્યારે તેના લમણામાંથી ચીકણો પરસેવો ઝરે છે. એને જુવાનીનો મદ કહે છે. એ વખતે હાથી મસ્ત થાય છે.

**માતંગ**—હાથી, ગજ. નવલો રંગ-નવીન શોભા ગજશાળા હાથીનો તબેલો.

**ઇંદ્રાણી**—ઇન્દ્રની પત્ની, શચિ.

**છપ્પનકોટિ**—છપ્પન કરોડ જાદવ. અહિં જાદવ સંખ્યા અસાધરણ મોટી છે તે યુક્ત નથી, પરંતુ છપ્પન કુળ-ગોત્રના યાદવો એવો અર્થ યુક્ત છે.

**દાનવ**—દનુના પુત્રો ને; રાક્ષસ જાતિના જન.

**પ્રભા**—પરવા. કનવા, દરકાર.

**પ્રતિહાર**—પહેરેગીર, બારણા ઉપર રહેનારો રક્ષક.

**સંકલ્પ-વિકલ્પ**—નક્કી ને નહિ નક્કી એવું તે, તર્કવિતર્ક. રાજદ્વાર આગળની ભભક જોઇ અંદર જવું કે ન જવું, શું કરવું ને શું નહિ, એમ સુદામો ડામાડોળ વિચારમાં પડ્યા.

**ગહન**--નકળાય એવું તે ગહન, કર્મની ગતિ ગહન કહેવાય છે. સુદામા અહિં પોતાને શ્રી કૃષ્ણની સાથે સરખાવતાં પોતે ભિખારી જેવા રહ્યા અને કૃષ્ણ જે તેમના સહાધ્યાયી હતા તે આવી જાહોજલાલીના ભોક્તા થયા, તે કર્મની ગહન ગતિનુંજ પરિણામ એમ કહે છે.

**પૃથ્વીપતિ**—રાજા. સિંહાસનસ્થ-રાજા, આચાર્ય વગેરેને બેસવાની સુંદર ખુરસી પર્યંક તે, સિંહાસન. ઇન્દ્રાસન-દેવના રાજાની ગાદી.
**છડીદાર**—ચોપદાર, છડી પોકારનાર હજુરિયો. **તવ**-ત્યારે.
**પ્રણામ**—(प्र+नम्-નમવું.) નમસ્કાર; બે હાથ જોડી નમન કરવું તે.

દ્વારકાની શોભા, રાજદ્વાર આગળનો ઠાઠ વગેરે વગેરે જોતા સુદામા રાજમહેલ આગળ ગયા ત્યારે તેમને વિચાર થઇ આવ્યો કે–અહો ! કર્મની કેવી ગતિ છે ! એક ગુરુના અમે બે વિદ્યાર્થી. તેમાં એક પૃથ્વીપતિ અને હું ગરીબ ભિખારી !! પણ ના, ના, હું કોણ ને એ કોણ ? એમ કહી મન વાળ્યું એટલામાં છડીદારે વિવેકથી તમે કોણ છો ને કેમ આવ્યા છો એમ પૂછ્યું. સુદામે શ્રીકૃષ્ણ સાથે પોતાને મૈત્રી છે અને મળવા માટે આવ્યો છું, માટે 'સુદામો આવ્યો છે !' એવું કહેવરાવો, એમ કહ્યું. તરત પ્રતિહાર તે સમાચાર લઇ અંદર ગયો. સાતમા કડવામાં હવે મુલાકાતનો પ્રસંગ આવે છે.

---

## કડવું ૭ મું.

---

**અવિનાશ**—(नश् ઉપરથી વિનાશ અને જેનો નાશ નથી તે અવિનાશ) શ્રી કૃષ્ણ ભગવાન.

**અષ્ટ**—આઠ. પટરાણી-મુખ્ય રાણી તે. શ્રી કૃષ્ણને ૧૬૧૦૮ સ્ત્રીઓ હતી. તેમાં રૂક્મિણી, મિત્રવિંદા, ભદ્રા, જાંબુવતી, સત્યા, કાલિંદી, લક્ષ્મણા અને સત્યભામા, આ આઠ પટરાણીઓ ગણાતી.
**તળાંસે**—ચાંપે: દાબે. પગ તળાંસવા.

**ઢોળે**—નાંખે. ઢોળવું-પ્રવાહી પદાર્થ પાત્રની બહાર પડવો, અને પંખાથી પવન નાંખવો: વિંજવું, પવન આવે એમ ફેરવવું. "કાળજડાની કોર હું તમને વિંઝણલે વા ઢોળું, રાજ."

**યક્ષકર્દમ**—શરીરે ચોળવાનું એક સુગંધિદાર ચૂર્ણ-દ્રવ્ય. **कुंकुमागुरु कस्तूरी कर्पूरं चंदनं तथा महासुगंधमित्युक्तं नामतो यक्षकर्दमः।** કુંકુમ, અગુરુ, કસ્તૂરી, કપુર, ચંદન વગેરે ઘણી સુગંધવાળી વસ્તુઓનું ચૂર્ણ તે યક્ષકર્દમ.

**સેવે**—યક્ષકર્દમથી સેવા કરે-ચોળે.

**ઉસેવે**—એકઠું કરે. સહસ્ત્ર-હજાર, શત-સો.

**ગજગામા**—હાથીના જેવી ધીરી ડોલતી મજેની ચાલ ચાલનારી.

**મૃગાનેણી**—મૃગ-હરિણના જેવાં ચંચળ નેત્રવાળી.

**ચંદ્રચકોરી**—ચંદ્ર પર જેવી ચકોરી એકટસે જોયા કરે છે તેમ શ્રી કૃષ્ણવદનનેજ જોઇ રહેનારી.

**મુગ્ધા**—આવતી જુવાનીવાળી તે. મુગ્ધા-સંસારમાં જેને હજી પુરી સમજ આવેલી નથી એવી હલેતી. સ્ત્રીઓની સાહિત્યકારોએ ત્રણ અવસ્થાઓ ગણી છે-મુગ્ધા, મધ્યા અને પ્રૌઢા.

**કિશોરી**—બાળ વયની. ખળકાવે-શોભાવે-ખખડાવે. મોરી-એક જાતની બંગડી.

**કંચુકી કોરી**—નવી-અણધોઈ ચોળી.

**રાચે**—રાજી થાય. વાતે વાસે-વાતો કરે. વાસવું-બોલવું. **વિરાજે-શોભે.**

**ચંગ**—ચંગ, ઉપંગ, મૃદંગ, ઝાંઝ, મંડળ અને વીણા. આ બધાં ગાયનમાં વપરાતા વાદ્યનાં નામ છે.

**ગાંધર્વી કળા**—દેવ લોકના ગવૈયા ગાંધર્વ કહેવાય છે. તેઓ ગાયન વાદ્યમાં પ્રવીણ હોય છે માટે તેમના જેવી કળા હોંશિયારી તે.

**થેઈથેઈકાર**—નાચ રંગની ઝડી પડી રહેવી તે. અંગુઠા ઉપર અથવા તો પગ જાણે ભોંય અડતોજ ન હોય તેમ નાચની ધુન મચવી તે. થેકડા ઉપરથી થનકકાર.

**ધાતી**—દોડતી. **સાહેલી**–સખી. અહિં પ્રતીહારી–દાસીના અર્થમાં સાહેલી શબ્દ વાપરેલો છે.

**દ્વિજ**—(द्वि+ज જન્મેલું ઉપરથી) બ્રાહ્મણ. એક માતાના પેટથી જન્મ અને બીજો ઉપવીતાદિક સંસ્કાર જન્મ. એમ બે જન્મ બ્રાહ્મણ માટે માનેલા છે. પંખી પણ દ્વિજ કહેવાય છે.

**અવશ્યમેવ**—(अवश्यम्+एव) જરૂર, નક્કી.

સુદામા રાજમહેલની દેવડીએ આવ્યા અને તેમણે પોતે આવ્યાના સમાચાર શ્રી કૃષ્ણને મોકલાવ્યા તે સમયે શ્રી કૃષ્ણના અંતઃપુરમાં કેવો નાટારંભ થઈ રહ્યો હતો તેનું આગલી કડીઓમાં વર્ણન કર્યું છે. સુદામા આવ્યા છે, એવા સમાચાર આપવા આવેલી દાસી પોતે ઘણાક ઋષિઓને ઓળખતી પણ તેમાંના આ કોઇ નથી એમ કહી ‘સુદામા’ એ નામ વિદિત કરે છે.

**નારદ**—બ્રહ્માના પુત્ર. એ બ્રહ્મચારી વીણા પર હરિ ભક્તિ કરતા હમેશ ત્રણે લોકમાં ફરતા રહેતા. એ જણને આડુઅવળું ભરાવી લડાઇની ગમ્મત જોવાની એમને ટેવ હતી તેથી આપણામાં એવા માણસને માટે નારદજી અને નારદવેડા શબ્દો પ્રચલિત થયેલા છે.

**વસિષ્ઠ**—સપ્તર્ષિઓમાંના એક ઋષિ–સૂર્યવંશીઓના ગુરુ.
**વામદેવ**—ઋગ્વેદના બીજા મંડળના કર્તા–એક મોટા ઋષિ.
**દુર્વાસા**—એક ક્રોધમૂર્તિ ઋષિ.
**અગસ્ત્ય**—મોટા ઋષિ. દક્ષિણમાં આર્યસંસ્કૃતિના મુખ્ય પ્રચારક.
**વિશ્વામિત્ર**—એ જન્મે ક્ષત્રિય હતા, પરંતુ ભારે તપના પ્રભાવે બ્રહ્મર્ષિ થયા હતા. હરિશ્ચંદ્રના સત્યની એમણે ખરેખરી કસોટી કરી હતી.
**અત્રિ**—સપ્તર્ષિઓમાંના એક ઋષિ.
**ચિઠ્ઠી પત્રી**—ઓળખ કે ભલામણ પત્ર.
**ભાસે**—(भास् to perceive) લાગે; દેખાય.
**તુંબીપાત્ર**—તુંબડું. નહીં–દુધીની જાતનું એક વેલ ફળ થાય છે. તેનું કોટલું. આગળ તેમજ અત્યારે સાધુ અને બાવાઓ વગેરે લોટા તરીકે વાપરે છે તે.
**પિંગળ**—પીળચટા રંગનું ભુખરૂં.
**થોકાથોક**—(स्तोक ઉપરથી) ટોળેટોળાં.
**રણછોડ**—શ્રી કૃષ્ણ. દેવામાંથી છોડાવનાર. એની વ્યુત્પત્તિ આમ કરાય છે. (ऋण+छिद् to cut કાપવું) શાસ્ત્રમાં એમ કહેલું છે કે બ્રાહ્મણનો બાળક ત્રણ ઋણ સાથે જન્મે છે, એટલે દેવ ઋણ, પિતૃ ઋણ અને મનુષ્ય ઋણ. શ્રી કૃષ્ણ તેમના ભક્તને આ ત્રણે ઋણમાંથી મુક્ત થાય એવી સ્થિતિ આપે છે. સુદામાને આપી તેમ.
**વિસામો**—(**विश्राम**) થાક અને દુઃખ વગેરેનો મન ઉપરનો ભાર ઓછો કરવાનું સ્થાન તે.

**મોજાં**—મોજડી; જોડા. હાલ વપરાતાં મોજા નહિ.

**જુગ**—યુગ; મહા મોટા કાળના ચાર ભાગ પાડેલા છે. તેમાં સત્યયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ, અને કલિયુગ. લાંબા વખતને માટે યુગ–જુગ કહેવાય છે.:–તમને આવતાં આવતાં જુગ થઇ ગયો.

**પૂજાથાળ**—અતિથિ–મોટા પુરુષને આવકાર દેતાં તેનું પૂજન કરવામાં આવે છે. અર્ઘ્યપાદ આપવામાં આવે છે. તે સંભાર પૂર્ણ થાળ–તાસક તે.

**સાવધાન**—(स+अवधान) ધ્યાન, સચેત, લક્ષ રાખવું તે. અહિં તૈયારના અર્થમાં વપરાયો છે.

**સહુપેં**—સૌથી. આ 'પે' કાનવ ચરોતરમા પંચમીના પ્રત્યય તરીકે વપરાય છે.

**તવ**—ત્યારે. **સામગ્રી**–સાહિત્ય, સંભાર, અમુક માટે જોઇતી જરૂરી વસ્તુ. વાનાં, જમણમાં વાનીઓ વગેરે.

**કંદર્પ**—કામદેવ, સ્મર, રતિપતિ. પુરૂપ રૂપને માટે કામદેવ અને સ્ત્રી રૂપને માટે રતિ શબ્દ વપરાય છે.

**ઉપહાર**—(उप+हृ) ભેટ. **લોચન**–આંખ, નેત્ર.

**છબીલાજીએ**—વરણાગીએ–શ્રી કૃષ્ણે,

**છુટીચાલે**—કુદરતી રીતે જેમ અંગ હાલતાં હોય તેમ ચાલવું તે. છુટી ચાલ:–છુટ મોદે–જેમ જીભ ચાલે તેમ.

**દીનદયાળ**—ગરીબ તરફ દયાભાવવાળા–ગરીબને પાળનાર પ્રભુ.

**શ્રાવણનેવ**—આંસુના પાણીને શ્રાવણ ભાદરવાની ચાલુ જળધાર સાથે સરખાવવાની રૂઢિ છે તેથી અહિં પણ મિત્ર દર્શનથી

પ્રેમનાં આંસુ શ્રાવણનાં નેવ ગળે તેમ ગળવા માંડયાં એવો અર્થ છે.

**કૌતુક**—નવાઇ: વિસ્મય ઉપજાવે એવું તે.

**અશરણશરણ**—( अशरण+शरण પછી તત્પુરુષ.) શરણ રહિતને શરણ આપનાર-શ્રી કૃષ્ણ.

**વિમાન**—વાયુમાં ઉડતું-ઉડે એવું હળવું વાહન.

સુદામા નામનો ઋષિ બ્રાહ્મણ આંગણે આવીને ઉભો છે, એવા સમાચાર કાને પડતાંજ શ્રી કૃષ્ણ બાળપણનો મિત્ર સ્નેહ સંભારી સ્ત્રીઓને અર્ધ્યપાદ તૈયાર કરવાની આજ્ઞા આપી, સુદામાની સામે લેવા-સત્કાર આપવા ઉતાવળા ઉતાવળા દ્વારપર ગયા: અને સુદામાએ પોતાને વિદ્યાભ્યાસમાં સહાય કરેલી તથા તે ભક્ત પુણ્ય સ્વરૂપ બ્રાહ્મણ છે એમ જાણી તેમને પગે પડ્યા. સુદામાએ તેમને ઉઠાડી છાતીએ ચાંપ્યા-ભેટીને મળ્યા.

**આલિંગન**—ભેટવું તે. લ્હોવું-લુછવું. મોટા પ્રતિ નાનાએ જે વિવેક વાપરવો જોઇએ તે વિવેકને અનુસરી શ્રી કૃષ્ણે સુદામાના હાથમાંથી તુંબીપાત્ર ને પોટલું આગ્રહ કરી લઇ લીધાં.

**રંકધામ**—ગરીબનું ઘર. સુદામાને કહ્યું કે-મિત્ર ! તમે હું રંકનું ધામ અહિં પધારીને પાવન કર્યું. મિત્રને તેડીને શ્રી કૃષ્ણ મહેલમાં આવ્યા એટલે સુદામાનું સ્વરૂપ અને ડોળ જોઈ જુવાન રાણીઓ હસવા લાગી.

**વાંકાબોલાં**—બટકબોલાં-ઠઠ્ઠાખોર-છુટા મોંનાં સત્યભામા તો બોલ્યાં

કે-આવા રૂપાળા મિત્ર!! જોજો બાઇ, છોકરાં સંતાડજો નહિ તો કાકાને જોઇને છળી મરશે?

**ફુટડા**—રૂપાળા. સોંધો=સુગંધિદાર ઉપટણું. સત્યભામા-આમને સોંધોને રૂપાળા મિત્રને રાખોડી.

**છળશે**—વિચિત્રતા-વિકરાળતા જોઈ ચમકીને બ્હીવું-બ્હીશે.

**વિસ્મય**—નવાઈ, અચંબો. વિસ્મિત થઈ-એમ જોઇએ, વા વિસ્મય પામીને. શ્રી કૃષ્ણ સુદામાની સેવા કરવા લાગ્યા ત્યારે સત્યભામાજ નહિ પરંતુ બીજી રાણીઓ પણ તેમના સામું જોઇ હસવા ને એક બીજી પ્રત્યે મશ્કરીમાં કરડાગીઓ કરવા લાગી. રૂકિમણીએ બટકબોલાં સત્યભામાને અને બીજી સપત્નીઓને કહ્યું કે, તમે ભક્તના પ્રભાવને જાણતાં નથી-અજાણ્યાં છો, તેથી ભક્તને ઓળખો અને મૌન થઈ વિવેકમાં રહો.

શ્રી હરિ કેવા ભક્તાધીન છે તે રાણીઓને તેમજ જોનારને શીખવવાને-સમજાવવાને માટે કૃષ્ણ પોતે સુદામાને પલંગ પર બેસાડી તેમની સેવા કરવા લાગ્યા.

## કડવું ૮ મું.

**ભક્તાધીન**—( भक्त+अधीन દ્વિતીયા તત્પુરૂષ સમાસ ) ભક્તને વશ, ભક્તની મરજી મુજબ વર્તનાર.

**દીન**—ગરીબ (દી-હ્રસ્વ નહિ. દિન એટલે તો દિવસ થાય.)

**સુખશય્યા**—( सुख+शय्या ચતુર્થી તત્પુરૂષ )સુખે સુવાય એવું બિછાનું-પલંગ: ઢોલિયાનું સુવું તે.

**ચમર**—(ચામર) હિમાલયમાં લાંબા ધોળા વાળવાળાં યાક ગાયની જાતનાં ઢોર થાય છે તેના વાળની ઝાટકણી. લાકડાના ડાંડા સાથે સોના ચાંદીની ખોળીમાં એ વાળનો ગુચ્છ બેસાડેલો હોય છે અને તે રાજા તથા મોટા માણસની આગળ મચ્છર, માખ ઉડાડવાને વિંઝવામાં આવે છે. એ રાજચિહ્નમાં ગણાય છે.

**ચક્રપાણિ**—( चक्र+पाणि બહુ વ્રીહિ સમાસ ) ચક્ર જેના હાથમાં છે તે–અહિં શ્રી કૃષ્ણ.

**નેત્રસમશ્યા**—( ષ. તત્પુરૂષ ) આંખની ઇશારત.

**મંદમંદ**—ધીરું ધીરું 'મંદમંદ હસે સત્યભામા આવો ઘુંઘટ તાણી' કૃષ્ણને સુદામા જેવા દુર્બળની આવી રાજસી સેવા કરતા જોઇ મજાકી સત્યભામા સુદામાને જોડ ગણી લાંબો ઘુંઘટ તાણી તેમાં ધીરૂં ધીરૂં હસવા લાગી–કે આ શા મિત્ર ! અને આ શી સેવા !!

**નાભિકમળ**—( नाभि+कमल ષ. તત્પુરૂષ. ) નાભી રૂપી કમળ તે. શ્રી કૃષ્ણનું પરમેશ્વરપણું બતાવવાને કહે છે કે–જે વિષ્ણુના નાભિકમળમાંથી બ્રહ્મા પ્રગટ થયા અને જેણે પળમાં જગતની ઉત્પત્તિ કરી, (કૃષ્ણાવતારમાં) ચાલુ અવતારના બાળપણમાં માટી ખાવાથી માતાને મુખ દેખાડતાં તેને જગત દેખાડયું તથા વિશ્વામિત્ર જેવા તપસ્વીને જેણે મહા તપ કર્યા પછી દુર્લભ દર્શન દીધું હતું તે શ્રી કૃષ્ણે સુદામાના પગ ધોઇ, તે પાણીનું પાન કરી ભક્તાધીનતા બતાવી, તથા પોતાને પીળે દુપટ્ટે તેમના પગ લુછી નાંખ્યા.

**બ્રહ્મા**—આર્યની દેવત્રિપુટિમાં બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર ત્રણ દેવ મોટા છે, તેમાંના બ્રહ્મા સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, વિષ્ણુ પાળે છે અને મહેશ્વર નાશ કરે છે. વિધાતા-સૃષ્ટિકર્તા.

**તાપસ**—તપ કરનારો, ઋષિ.

**દોહલે**—( दुर्लभ ) દુર્લભ, મહા કષ્ટે.

**પખાળી**—ધોઇ. ( प्र+क्षाल् to wash.)

**પાદોદક**—( पाद-પગ અને उदक-પાણી ) પગ ધોયાનું પાણી. દેવ, ગુરુ અને વડીલના પગ ધોઇ તે પાણી માથે ચઢાવવાનો કે કિંચિત્ પાન કરવાનો પણ રિવાજ છે. આ રિવાજને અનુસરી કૃષ્ણે સુદામાના પગ ધોઇને તે પાણી પીધું.

**પીત**—પીળી. પિછોડી-ઉપરણો. કર-હાથ.

**વિંઝણો**—( व्यजन ) પંખો. અર્ધ્યપાદ પૂજા થઇ રહ્યા પછી શ્રી કૃષ્ણ પોતે વિંઝણો લઇ તેમને પવન ઢોળવા લાગ્યા.

**વૈદર્ભી**—વિદર્ભ દેશના રાજા ભીમકની પુત્રી તે રૂક્મિણી.

**ઘૃતપક્વ**—ઘીમાં પકવેલી-તળેલ; ઘીમાં સેકેલું-તળેલું.

**પકવાન**—( पक्व+अन्न ) ઘીમાં પકવેલી ખાવાની વાનીઓ—ચીજો. પુરી, ઘેબર વગેરે.

**શર્કરાસંયુક્ત**—( शर्करा+संयुक्त તૃતીયા તત્પુરૂષ ) સાકરે યુક્ત—સાકરવાળું. ( પાણી )

**પયપાન**—( पयस्-દૂધ અને पा-पिब् ઉપરથી પાન ) પકવાનનું ભોજન કરાવી ઉપરથી સાકર નાંખીને તૈયાર કરેલું દૂધ પાયું.

**શુદ્ધાચમન**—( शुद्ध–ચોખ્ખું–आ–चम्–आचमन ) પછી ચોખ્ખા પાણીનો ઘુંટ ભરાવ્યો, હાથેળીમાં પાણી લઈ પીવું તે આચમન.

**શામળવાન**—( शामल–वान–બહુવ્રીહિ સમાસ. ) શામવર્ણના કૃષ્ણે જમાડ્યા પછી તાંબૂલ ખવડાવ્યું.

**વાધ્યું**—વધ્યું–થાળમાં બાકી રહેલું તે. **પ્રસાદ**—(प्र–सद् ઉપરથી) પ્રસન્ન થઇને આપેલું તે. થાળમાં જે પકવાન વધ્યાં હતાં તે પ્રસાદ તરીકે સૌ આરોગ્યાં–લીધાં–ખાધાં.

**નાપે**—ન+આપે. બ્રહ્માદિક દેવલોકને જે સુખ ન આપે તે સુખ શ્રીકૃષ્ણે સુદામાને આવા આતિથ્યથી આપ્યું.

**મુકુંદ**—શ્રીકૃષ્ણ. કૃષ્ણ વારંવાર સુદામા સામું જુએ અને આનંદ પામે તેથી તાંદુલની પેલી પોટલી કૃષ્ણ જોઇ જશે કે શું ? એવી ચિંતાએ–શરમે–શરીરે સુદામાનું કંપે, અને વારંવાર તે જોવામાં આવે નહિ તે માટે ઉંડીને ઉંડી જાંગ તળે દબાવ્યા કરે.

**વ્યાપે**—( वि+आप्–પ્રસરવું ) થાય, મનમાં ઉપજે (આનંદ).

**ચાંપે**—દાબે, જંઘા–જાંઘ, સાથળ.

**જાણ્યાતણીગત્ય**—જાણવાની શક્તિ.

---

## કડવું ૯ મું.

**ગોવિન્દ**—( गो+विन्द् જાણવું ) ગો–ઇન્દ્રિયોને જાણનાર, સંયમી તે. શ્રીકૃષ્ણ.

**ગોઠડી**—( गोष्ठि ) વાત, ગુંજ.

**આતુર**—ઉત્કંઠિત, ઉત્સુક, જાણવાને તલપાપડ થઈ રહેલું.

**દુર્બળી**--( दुर्बल નહિ બળવાન ) કૃષ, સુકાઇ ગયેલું, કમજોર, શુષ્ક.
**મન મુકીને**--ખુલ્લે દિલે, વગર ભેદે.
**બાળસ્નેહી**—નાનપણથી સ્નેહ-પ્રીતિવાળું.
**સદ્‌ગુરુ**—જ્ઞાનીગુરુ, જ્ઞાનોપદેશ કરે એવો સારો ઉપદેશક.
**કાનફુંકવો**—ગુરુમંત્ર મુકવો, મંત્ર-છાની વાત હમેશ કાનમાં મુખ ઘાલીને કહેવામાં આવે છે. અહિં શ્રીકૃષ્ણ સુદામાને પૂછે છે કે કોઇ સદ્‌ગુરુએ તમને સંસારની માયા છોડી દેવા બાબત તો કાન ફુંક્યો નથીને ?
**વિરાગી**--રાગ રહિત, પ્રેમ-સંસારની માયા રહિત-સાધુ, વેરાગી.
**ત્યાગી**—( त्यज् ઉપરથી ) જેણે માયાનો ત્યાગ કરેલો છે તે.
**પ્રજાળ્યું**—( प्र+ज्वल ઉપરથી ) બાળ્યું, અહિં સુકવી નાખ્યું.
**જોગ**—(योग)બ્રહ્મમાં ચિત્તવૃત્તિ જોડવી તે. युज् જોડવું ઉપરથી યોગ. કોઇ પણ વિષયમાં વૃત્તિને એકતાર કરવી તે યોગ, અભેદ જોડાણ, રૂઢઅર્થ-ત્યાગમાં છે.
**તપ**--( तप्-તપવું ) તપાય એવી રીતે અમુક કર્મની સાધના માટે વ્રત ઉપવાસાદિક કરવાં તે. અચળ નિશ્ચયે અમુક ધ્યેયને માટે તપવું-કષ્ટ વેઠવું તે.
**દેહી**--(( देह-પ્રાકૃતમાં કહિં કહિં ह ને ઠેકાણે એકલી इ થાય છે:- દેઇ=દેહ-શરીર અને કહિં ह કાર કામ રહીને તેને ઈ લાગે છે, પરંતુ સંસ્કૃતના इन् પ્રત્યયથી દેહી એટલે દેહમાં રહેનારો-દેહવાળો એવો અર્થ કરવાનો નથી. અહિં સંસ્કૃત જેવો અર્થ નહિ પણ પ્રાકૃત દેઇ-દેહ અર્થ છે.
**માથેથયો**--માથા ઉપર સ્વ-જાત ઉપર, 'શત્રુ કોઇ માથે થયો' તમારી જાત સામે કોઇ શત્રુ ઉત્પન્ન થયો છે ?

**કર્મદોષે**—આગલા કોઇ પાપ કર્મને લીધે, કર્મના દોષથી.

**ભાભી**--( भ्रातृजाया ઉપરથી બોલાઇ.) શ્રીકૃષ્ણ સુદામાને પૂછે છે કે કોઇ ગુરુના ઉપદેશથી સંસારની માયા છોડી ત્યાગી થવાથી, કોઇ યોગ સાધનાથી, કોઇ તપથી કે શાથી તમે દેહ સુકવી નાંખ્યો છે? તમારે માથે કોઇ શત્રુ ઉભો થયો છે, ઘરની કોઇ વસ્તુ ચોરાઇ ગઈ છે કે શું? ક્યા દુ:ખે તમો આવા દુર્બળ થઇ ગયા છો? તમારી પાસે ધાતુનું પાત્ર રહ્યું ન હોય તેમ તુંબડું લઇને છેક આવે વેષે અહિં આવવાથી મને તમારી બહુજ દીન હાલત સમજાય છે! મારાં ભાભી શું વઢકણાં હોઇ તે લોહી ચૂસે છે કે, પેટપુર ખાવાનું મળતું નથી કે શુ છે? કે જેથી આવા દુર્બળ અને દીન બની ગયા છો?

**શીશ**—( शीर्ष ) માથું.

**વિજોગ**—(वि+योग) એક બીજાથી જુદાઇ, વિરહ તે.

**હુંને**--પહેલા પુરુષનું એક વચન સર્વનામ હું. ગદ્યમાં હું સર્વનામની સાતે વિભક્તિઓ જુદા જુદા શબ્દોથી બને છે:-મને મુજથી, મુજમાં છતાં કવિતામાં હું અને તુંને બારોબાર વિભક્તિઓ લાગે છે:-હુંને, હુંથી.

**પિંડ**—કાઠું, શરીર પુષ્ટ=જાડું. સુદામાએ ઉત્તર આપ્યો કે, મારૂં શરીર અને મારી સાંસારિક સ્થિતિ આપના વિયોગને લીધેજ આવી થઇ ગઇ છે પણ હવે જ્યારે આપ મને મળ્યા છો ત્યારે જરૂર મારૂં શરીર પ્રફુલ્લિત થશે.



## કડવુ ૧૦ મું.

બે સ્નેહીઓ એકઠા થતાં બાળ-જુવાનીની ગમ્મતની વાતો કરતાં જે આનંદ ઉપજે છે અને જુની થયેલી સ્નેહની સાંકળ જે ઉજ્જવળતા ધારણ કરે છે તે પ્રસંગ આ કડવામાં લઇને કવિએ કૃષ્ણ અને સુદામા વચ્ચે, તેમજ એ વાતો સાંભળતી કૃષ્ણ પત્નીઓ વચ્ચે જે કૌતુક સાથે પ્રેમની લાગણીને પુનઃ તાજી કરાવી છે. તે ખરેખર અપૂર્વજ છે. ઉત્તરરામ ચરિતમાં ભવભૂતિએ આગલા પ્રસંગોની જે રમણીતાએ રસિકોનાં હૃદય રસાર્દ્ર બનાવ્યાં છે તેવાજ આ પ્રસંગ છે.

**સાંભરે છે**—(તમને) યાદ આવે છે, એમ કહી વિદ્યાર્થી અવસ્થામાં કેમ વર્તતા-આચરતા હતા અને કેવા અભેદ બંધુત્વથી રહેતા હતા, તે સુદામાને સંભારી આપ્યું છે.

**પેર**—રીત, આચરણ. કૃષ્ણ પ્રસંગ યાદ કરે છે અને સુદામા તેજ (બાળ) સમય જાણે અત્યારે બનેલો હોય તેમ પ્રત્યુત્તરમાં કહે છે કે 'મને (તે) કેમ વિસરેરે'. ભૂલી ગયો નથી, એમ હાજીઓ ભણે છે.

**ત્રણેભ્રાત**—ત્રણ ભાઇઓ. સુદામા, બળદેવ ને કૃષ્ણ.

**કામ દીધું**—કામ સોંપ્યું.

**ગોરાણી**—( गुरु+पत्नी ) ગુરૂની સ્ત્રી.

**કાષ્ઠ**—લાકડાં.

**શરીરઉકળ્યાં**—ખૂબ બફારો-તાપ-ધામ લાગ્યો.

**અરિષ્ટ**—( अ+रिष्-रिष्ट-Harm નુકસાન.) શત્રુ-અશત્રુ મિત્ર, સૂર્ય.

**સ્કંધ**—ખભો.

**કુહોવાડો**—( कुठार ) કુહાર, મોટી કુહોવાડી. લાકડાં કાપવાનું ઓજાર.
**વાદવદ્યા**—હરિફાઇમાં પડ્યા.
**ફોડયું**—ફાડયું, ચીર્યું.
**ખોડ**—ઝાડનું પોલું સુકું થડ. ( अक्षोट-ड: )

આપણે ત્રણ ભાઈઓ એક પથારીએ સુતા, વહેલા ઉઠી વેદ પાઠ કરતા, ભિક્ષા માગી લાવતા, સાથે જમતા, અને સુખે રહેતા તેવામાં એકવાર સાંદીપનિ ગુરુ કોઇ કામ પ્રસંગે બહાર ગામ ગયા અને ઋષિપત્નીએ આપણને લાકડાં લેવા મોકલ્યા. જંગલમાં દૂર નીકળી ગયા. માથે સૂર્ય આવવાથી શરીર તપી ગયાં. મોટા ઝાડનું થડ ફાડયું અને ત્રણ ભારા માથે લીધા. એટલામાં ઓચિંતો વરસાદ થયો.

**બારેમેહ**—બાર મેઘ-'આવ્યા બારે મેહ' પુષ્કળ વરસાદ પડયો, સંસ્કૃત સાહિત્યમાં બાર મેઘ કહેલા છે.

**ઘન**—મેઘ, મુસળધાર-જાડે ધાધોડે-મુસળના-સાંબેલા જેવી ધારે વરસાદ પડ્યો.

**વીજ**—( विद्युत् ) વિજળી, ચપળા.
**ચમકાર**—ઝબકાર; તેજનો ક્ષણિક ભભુકો તે.

**કેર**—કહેર, ગજબ, જુલમ. સુદામો, બળદેવ અને કૃષ્ણ લાકડાંના ભારા લઇ ચાલ્યા એટલામાં ઓચિંતો મુસળધાર-ખૂબ વરસાદ પડયો. ટાઢે હાડ ધ્રુજી ગયાં ને દુ:ખી થયા. ગુરુએ ઘેર આવીને પૂછયું અને શિષ્યોને આવે વખતે લાકડાં લેવા મોકલવા માટે ગોરાણીને ઠપકો આપી પોતે શોધવાને સામા ગયા. ગુરુઓ વિદ્યાર્થીઓને

પુત્રસમ પાળતા ને સંભાળતા હતા તે અત્ર જણાવવામાં આવ્યું છે.

**દોણી**—(दोह्निनी) દોહવાનું પાત્ર, ગોરાણી ગાય દોહવા બેસતાં ને દોણી ભૂલી જતાં. કૃષ્ણ ભણતા હતા તેમની પાસે મગાવતાં, એકવાર કૃષ્ણે અભ્યાસમાંથી નહિ ઉઠતાં હાથ લંબાવી તે આણી આપી. એ ચમત્કારથી ગોરાણી કૃષ્ણનું દૈવત જોઈ ગયાં અને તેથીજ તેમણે ગુરુદક્ષિણામાં દરિયામાં તણાઈ ગયેલો પોતાનો પુત્ર લાવી આપવાનું માગ્યું.

**સાગર**—સમુદ્ર, દરિયો.

**ઝંપલાવીઉં**—પડતું નાખ્યું.

**સપ્તપાતાળ**—પૃથ્વી નીચે સાત પ્રદેશ હોવાનું પુરાણોમાં છે. એનાં નામ અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતાળ અને પાતાળ.

**પંચાનન**—( पंच+आनन–મુખ ) પાંચ મોં.

**જમરાય**—( यम+राज કર્મધારય સમાસ છે.) મૃત્યુનો દેવ.

**સંયમની પુરી**—જમ રાજાની નગરી.

અભ્યાસ સ્થાનમાં બેઠે બેઠે હાથ લંબાવીને દોણી લાવી આપી તે દિવસથી ગોરાણી શ્રી કૃષ્ણને પ્રભુ રૂપ સમજી ગયાં હતાં. જ્યારે તે ભણી રહ્યા અને ગુરુને ગુરુદક્ષિણા માગવાનું કહ્યું ત્યારે ગોરાણીના કહેવાથી ગુરુએ પોતાનો પુત્ર જે દરિયામાં ઘસડાઇ ગયો હતો તે લાવી આપવાનું કહ્યું. કૃષ્ણે દરિયામાં ઝંપલાવ્યું અને પંચજન નામના દૈત્યને મારી તેમની પાસેથી પાંચજન્ય નામનો શંખ અને ગુરુ પુત્રની ભાળ મેળવી. તેના કહેવાથી તે જમરાયની પુરીમાં ગયા.

શંખનાદ સાંભળી જમરાજ ગભરાયા અને ગુરુનો પુત્ર પાછો આપ્યો. ગુરુને ગુરુપત્ની આથી ખૂબ પ્રસન્ન થયાં.

**સૌમ્ય**—શીળી, ઠંડી. અતીક્ષ્ણ. સૌમ્ય દૃષ્ટિ=કોમળ નજર.

શ્રી કૃષ્ણે વિદ્યાર્થી અવસ્થાની આ બધી પેર-વાત કહી અને સુદામાએ તેનો હાજીઓ પૂર્યો તેથી પટરાણીઓ તેમની મિત્રતાનું ગાઢપણું સમજી.

---

## કડવુ ૧૧ મું.

**ગાંઠડી**—( ગ્રંથી ) પોટલી. સુદામા શરમને લીધે પેલી પૌંઆની પોટલી સંતાડતા હતા તે લેવા તરફ અને લઇને સુદામાને કૃતાર્થ કરવા તરફ કૃષ્ણે પછી નજર કરી.

**ચતુર**—હોંશિયાર, ડાહ્યું (shrewd)

**અઢળક**—( અ+ઢળક—ન ઢળે ન નમે એવા, ન ઢળે એવા ઢળ્યા એટલે ખૂબ પુષ્કળ, સારી પેઠે નમ્યા, ત્રુઠ્યા. ખુશ થયા.

**ઢળીઆ**—નમા. શ્રી કૃષ્ણ ખૂબ નમ્યા-બહુ કૃપા કરી. "મારો વ્હાલો અઢળક ઢળિયા રાજ, સમ ખાય શામળિયો."

**મુષ્ટિ**—મુઠી, વાળેલી પખલી.

**તાંદુલ**—( તંદુલ-ચોખા ) કાંગના તાંદળા.

**વૈભવ**—જાહોજલાલી, ભોગ્ય વસ્તુ વગેરે સાધનની પૂર્ણતા તે. મોજમઝા અને સુખનાં સાધનોની ભરચક.

**અલ્પ**—બહુ થોડું

**સુખડી**—મિઠાઇ. ઘીમાં પકવેલી અને ગળી વાનીઓ–ચીજો. ગોળ પાપડી. ઘણી ગળી ચીજો સુખડીમાં ગણાય છે.

**સ્વલ્પ**—કિંચિત્–બહુજ થોડું.

**દુર્લભ**—( दुर्+लभ् ) ન મળે–મોટા પરિશ્રમે મળે એવું. દેવતાને દુર્લભ–દેવ લોકને પણ જે મુશ્કેલીએ મળીશકે એવું.

**ભર્મ**—( भ्रम ) ભુલાવો, નહિ સમજાતાં વિચારમાં પડી જવું તે. ગુપ્તભેદ, મર્મ.

**સમસ્ત**—( सम+अस्–નું अस्त ) તમામ, સઘળું.

**અમૃતફળ**—( अमृत+फल ) અમૃતનું ફળ, અમરફળ. સ્વાદમાં અમૃત જેવું અને વળી અમર રાખે એવું ફળ.

**સંજીવનમણિ**—મરેલું જેના સ્પર્શથી જીવતું થાય એવું એક કહેવાતું રત્ન.

**અવલોકવું**—( अव+लुक् to see ) જોવું, નિરખવું.

**કનકપાત્ર**—( कनक–સોનું पात्र–વાસણ ) સોનાનાં વાસણ–અહિં સોનાના થાળના અર્થમાં છે.

**તિલમાત્ર**—જરાક, બહુજ થોડું.

શ્રીકૃષ્ણનાં છોકરાં વગેરેને આપવા થાય, એમ જાણી ગરીબ સુદામા કાંગના તાંદળા લઇ આવ્યા હતા; પણ દ્વારકાં આવ્યા અને કૃષ્ણનો રાજવૈભવ જોયો ત્યારે તેમને તાંદળા છેક નમાલી–તુચ્છ ભેટ આપતાં સંકોચ થવા માંડયો. તાંદળાની પોટલી કૃષ્ણની નજરે પડે નહિ, તે માટે તે સંતાડતા હતા. પણ કૃષ્ણે તો પ્રસાદ તરીકે લઇ પોતાની તૃપ્તિએ સુદામાનું

દારિદ્ર હરવા માટે તે ખેંચી લીધી. પોટલી તેમના હાથમાં ગઇ અને ચિંથરાં છોડાવા માંડ્યાં તે દરમિયાન, સુદામાના મનમાં શરમને લીધે બહુ લાગી આવ્યું અને પોતાને દ્વારકાં મોકલવા અને તાંદળા જેવી ભેટ બંધાવવા માટે તેઓ મનમાં ને મનમાં પશ્ચાત્તાપ કરી સ્ત્રીને દોષ દેવા લાગ્યા.

' સ્ત્રીને કહેથી હું થયો લોભી, તુચ્છ ભેટ અહિંયાં આણી;
લજ્જા લાખ ટકાની ખોઇ, ઘર ઘાલ્યું ઘણીઆણી."

**લજ્જા**—લાજ, શરમ.

**ભર્મ ભાગશે**— ભેદ-ભાર છે તે જતો રહેશે, ત્યારે આ લોકો મારે માટે શું ધારશે? પટંતર જતો રહેશે.

**લાખ ટકાની**—મોંઘી: લાખ અને ટકાની-રૂપિયાની જે માન્યતા છે તે જતી રહેશે. ટંકા-(टंक) સિક્કો, રૂપિયો.

**ઘરઘાલ્યું**--ઘર-આ ઠેકાણે પોતાનો સંસાર કુટુંબ કબીલો-ઘાલ્યું-બેઆબરૂ કર્યું. પોતાના ઘરસંસાર અને કુટુંબને ખોટું દેખાડયું. ઘર ઘાલવું-નો પ્રયોગ અહિં શોભતો નથી. એનો લોક પ્રચલિત અર્થ હાલ વધારે હલકો છે.

**ઘણીઆણી**—ઘરની મુખ્ય સ્ત્રી, ઘરની માલિક સ્ત્રી. સુદામાની પત્ની, ગૃહિણી.

**હેમની**—સોનાની. **છબીલો**-રૂપાળો, ફૂટડો.

**અચરજ**—( आश्चर्य ) અચંબો, નવાઇ.

**પારસ**—( स्पर्श ઉપરથી ) જેના સ્પર્શથી લોઢું સોનું થઇ જાય એવો મૂલ્યવાન પત્થર. પારસમણિ, અયસ્કાંત.

**જત્ન**—( यत्न ) સંભાળ, જતન, ખંત. સુદામા પાસેથી તાંદુલની પોટલી લઇ કૃષ્ણે છોડવા માંડી ત્યારે ઉપરા ઉપરિ વિંટાળેલાં જુનાં ચિંથરાં જોઇ રાણીઓને એમ થયું કે આટલાં બધાં જતન કર્યાં છે તો પોટલીમાં કંઇક અવનવું હશે.

**કણ**—દાણા. તાંદળાની પોટલી છોડતાં તેના દાણા–કણ વેરાયા.

**જુવતી**—( युवति ) જુવાન સ્ત્રી કૃષ્ણની પટરાણીઓ.

**સાથ**—સમૂહ, ટોળું. રાણીઓને તાંદળા--તાંદુલ છે કે? ઓહો એમ લાગ્યું; પરંતુ શ્રી કૃષ્ણે તેમાં અમૃત જેવી મિઠાશ મૂકી. એક મુઠી ભરી, મુખમાં ઓરી અને વખાણવા લાગ્યા.

**અવની**—પૃથ્વી. અવતાર–જન્મ.

હે સુદામા ! મેં પૃથ્વી ઉપર ઘણા અવતાર–જન્મ લીધા પણ એકકેવાર આ તાંદુલના જેવો સ્વાદ ચાખ્યો નથી. ધ્રુવ, અંબરીષ અને પ્રહ્‌લાદ જેવા મિત્ર–ભક્ત થઇ ગયા, પરંતુ કોઇએ આવો સ્વાદ ચખાડ્યો નથી.

**ધ્રુવ**—ઉત્તાનપાદ રાજાની બે રાણીઓમાંની સુરતિ નામે અળખામણી રાણીને ધ્રુવ નામે કુંવર હતો. ધ્રુવ નાનો હતો, તે રમતો રમતો એકવાર સભામાં ગયો અને રાજાના ખોળામાં બેઠો; એટલે એની ઓરમાન મા સુમતિએ તેને ઉતારી પાડ્યો અને કહ્યું કે–આ જન્મે રાજાના ખોળામાં તારે બેસવાનું નથી, જો તારે રાજાના ખોળામાં બેસવું હોય તો–

"ફરી જનમ લે મારે પેટ, તો તને રાજ અપાવીશ નેટ. જેજે૦"
"અપર કહે અભાગિણીકેરા, સુખ ઇચ્છો તો વન જાઓ વીરા. જેજે૦"

આ વચન સાંભળી ધ્રુવ રોઈ ગયો અને પોતાની માતા પાસે

ગયો. પુત્રનું રડવું ને સુમતિનું મહેણું સાંભળી તેની મા ગળગળી થઇ ગઇ. તેણે પ્રભુ કૃપા મેળવવાની વાત કરી તેથી સાત આઠ વર્ષનો બાળક ધ્રુવ તપ કરવા માટે વનમાં જવા તૈયાર થયો. માતાએ ઘણુંએ સમજાવ્યો પણ સમજ્યો નહિ ને શહેરમાંથી વનમાં જવાને નિકળી પડયો. રસ્તામાં નારદ મળ્યા. તેમણે સમજાવ્યો પણ માન્યુ નહિ, એટલે તેમણે હરિ-સ્મરણનો મંત્ર અને આશીર્વાદ આપ્યો. ધ્રુવે ઉગ્રતપ કરી વિષ્ણુને પ્રસન્ન કર્યા. વરદાનમાં તેણે રાજપાટ નહિ પરંતુ ભક્તિ માગી, છતાં વિષ્ણુએ આગ્રહથી તેને રાજ લેવા સમજાવ્યો. લાંબો વખત રાજ કરી તે પરમ પદને પામ્યો. ધ્રુવ વિષ્ણુનો મોટા ભક્ત હતો. ધ્રુવ=અચળ. એક તારો.

**અંબરીષ**—સૂર્ય વંશનો પરમ વિષ્ણુ ભક્ત એક રાજા. એ વિષ્ણુનુ એકાદશી વ્રત કરતો. એકવાર તેની કસોટી કરવાને દુર્વાસા ઋષિ કેટલાક બ્રાહ્મણોને લઇ બારસને દિવસે તેને ત્યાં અતિથિ થઈ ગયા. બ્રાહ્મણો હમણાં નાહી ધોઇને જમવા આવે છે, એમ કહી તે નહાવા ગયા અને ત્યાં રાજા શું કરે છે તે જોવાને રસળાવા લાગ્યા. એકાદશી વ્રત કરનારે બારસમાં પારણાં કરવાં જોઇએ. જો ન કરે તો વ્રત ભંગ થાય. બારસ વીતી જાય નહિ તે માટે રાજાએ વિદ્વાનોને પુછી તુલસી દળ લઇ વગર જમે વ્રત પાળ્યું. રાજાએ પારણું કરેલું જાણી ગુસ્સે થઇ તેમણે એક કૃત્યા ઉત્પન્ન કરી તે રાજાને બાળવા દોડી, પણ વિષ્ણુના સુદર્શન ચક્રે તેને મારી નાંખી અને મુનિ દોડયા એટલે ચક્ર તેમની પાછળ પડયું. ત્રણે લોકમાં દુર્વાસા ફર્યા પણ કોઇ તેમને રક્ષણ આપી શકયું નહિ. પછી વિષ્ણુ

પાસે ગયા તો તેમણે તેમને અંબરીષને શરણે જવાનું કહ્યું.

ક્રોધીલો ઋષિ ટેક મૂકી અંબરીષને શરણે ગયો અને તેણે મોટી ઉદારતાથી ચક્રની સ્તુતિ કરી તેને પાછું વાળ્યું. આ ભક્તનું માહાત્મ્ય.

**પ્રહ્લાદ**—હિરણ્યકશિપુ નામે રાક્ષસ રાજનો પુત્ર-એ જન્મથી વિષ્ણુ ભક્ત હતો. એનો પિતા વિષ્ણુનો ખરેખરો કટ્ટો વિરોધી હતો. પ્રહ્લાદને ભણવા મૂક્યો ત્યાં તે વિષ્ણુનું નામજ ભણવા લાગ્યો. ગુરુએ ઘણુંએ સમજાવ્યો પણ તેણે કંઈ માન્યું નહિ. બીજાં છોકરાંને સામાં વિષ્ણુ ભક્ત બનાવવા લાગ્યો. હિરણ્યકશિપુએ તેને સમજાવ્યો, દમ દીધો અને એકાદ બેવાર શિક્ષાએ કરી તોપણ પ્રહ્લાદે ભક્તિ છોડી નહિ. હિરણ્યકશિપુએ કહ્યું કે-તારો વિષ્ણુ-પરમેશ્વર મને બતાવે તો જીવતો મૂકું. આમ કહી તેણે લોખંડનો એક સ્તંભ ખૂબ તપાવરાવ્યો અને પછી કહ્યું કે-તારા આરાધ્ય વિષ્ણુ મને બતાવ અથવા તો આ સ્તંભને બાથ ભરી બળી મર. બાળક પ્રહ્લાદે વિષ્ણુને સંભારી સ્તંભ સામે જોયું તો તેની ઉપર કીડીઓની હાર જણાઇ. તેને આથી વિશ્વાસ આવ્યો અને તે સ્તંભને બાથમાં ઘાલવા ગયો. પ્રહ્લાદ જેવો સ્તંભને બાઝવા જાય છે તેવોજ મોટા ધડાકા સાથે સ્તંભ ફાટ્યો અને તેમાંથી વિષ્ણુ-અરધી સિંહ અને અરધી મનુષ્ય આકૃતિએ નૃસિંહ રૂપે પ્રગટ થયા. તેમણે પોતાના કટ્ટા વિરોધી હિરણ્યકશિપુને બળવાન પંજામાં પકડી લઇ પોતાના ખોળામાં નાખ્યો અને લાંબા નખથી તેનું હૃદય ચીરી નાંખ્યું. પછી પ્રહ્લાદને રાજ આપ્યું. પ્રહ્લાદ આથી વિષ્ણુનો મહાન ભક્ત કહેવાય છે.

**ભારે કરી માની**—મોટી કિમતી ગણી.

**જગજીવન**—( जगत्-जीवन ) જગતને જીવાડનાર. વિષ્ણુ જગતનું પાલન કરનાર ગણાય છે તેથી જગજીવન.

કૃષ્ણે મન સાથે વિચાર કર્યો કે-સુદામાએ પાછલા સાત જન્મમાં કોઇવાર કશું સત્કર્મ કે ધર્મદાન કરેલું નથી તેથી આજ હું એનો યાચક બની પુણ્યદાનમાં એના તાંદુલ આરોગું; કે જેથી એના કર્મની નિર્ધનતા જઇ તે સધન થાય. આવા ભક્ત ઉપરના અપૂર્વ પ્રેમને લઇને પોતે મુઠી તાંદુલ આરોગ્યા અને ઇશ્વરની તૃપ્તિએ તાબડતોબ સુદામાની દરિદ્રતા ઉડાડી દીધી. સુદામાનો હાથ મરડીને તાંદુલ લેતાં તેમનાં દુઃખ મોડયાં-ટાળ્યાં.

**મોડવું**—ભાગવું, તોડવું, મહારાષ્ટ્રીમાં આ ક્રિયાપદનો વાપર છે.

ચિથરાં છોડતાં ભવનાં બંધન છુટાં કર્યાં અને જ્યાં તેમણે તાંદુલ મોંમાં મૂક્યા કે પણે સુદામાની ઝુંપડી ઉડી જઇ સાત માળના મહેલ બની ગયા.

**આવાસ**— ( आ+वस् ઉપરથી ) ઘર, મકાન.

**ઋષિપત્ની**—સુદામાનાં સ્ત્રી. રૂક્મિણી જેવાં સુંદર અને વૈભવી થઇ ગયાં.

**શાંબ**—શ્યામ છે તે ખોટું છે. શાંબ=કૃષ્ણનો પુત્ર. સુદામાની સ્ત્રી રૂક્મિણી જેવાં ત્યારે તેમનાં છોકરાં-પુત્રો-શાંબ જેવા થઈ ગયા. ઋષિપત્ની રૂક્મિણી જેવાં ને સુદામા શ્યામ-કૃષ્ણ જેવા એમ અર્થ થાય નહિ. વળી આગળ ઘરસૂત્ર આવે છે એટલે પુત્રની સાથે અનુપ્રાસ બેસે માટે શ્યામ નહિ પણ શાંબ શબ્દ જોઇએ. ઘરબાર, વૈભવ અને સ્વરૂપ પણ બધાનાં ફરી ગયાં એવો ભક્તિ પ્રભાવ પ્રકટયો.

શ્રીકૃષ્ણ તાંદુલની બીજી મુઠી ભરવા જાય છે એટલામાં તો મહારાણી રૂકિમણીએ તેમના કૃપાપ્રભાવને જાણી સુદામાને જોઇએ તેટલું સૌભાગ્ય આપ્યું, એમ સમજી કૃષ્ણનો હાથ પકડયો. તે બોલ્યાં કે-હવે શું-ઓછું આપ્યું છે ? પ્રભુ અમને આપી દેવાં છે કે શું ? આ શબ્દો મજાકના છે. બાકી શ્રીકૃષ્ણ કંઇ શિવ જેવા ભોળા નહોતા કે બધું આપી દે.

**અષ્ટમહાસિદ્ધિ**—આ કડી આમ જોઇએ.

"નવનિધિ ને અષ્ટ મહાસિદ્ધિ, તે મોકલી વણ માગી,
પણ સુદામા નથી જાણતા જે, ભવની ભાવઠ ભાગી."

**નવનિધિ**—નવ મોટા ધનભંડારો કહેવાય છે. નિધિ-નરજાતિ છે ને આગળ ક્રિયા નારીજાતિમાં છે માટે નવનિધિ શબ્દ પહેલો ને અષ્ટમહાસિદ્ધિ શબ્દ પહેલા ચરણમાં હોવો જોઇએ. પદ્મ, મહાપદ્મ, શંખ, મકર, કચ્છપ, કુંદ, મુકુંદ, નીલ અને ખર્વ. એ નવનિધિ કુબેર પાસે છે.

અષ્ટ મહા સિદ્ધિઓ—અણિમા, મહિમા, ગરિમા, લધિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય ઇશિત્વ, અને વશિત્વ.

સુદામાને ઘેર કેવા વૈભવ થઇ ગયો તે હવે વર્ણવે છે:-

**હાથી**ડોલે—તેમને આંગણે મોટા હાથીઓ મદથી ડોલે છે.

**દુન્દુભી બોલે**—દદામા-બોલે=વાગે છે.

**સાખી**—વખાણનાં ગીત. ગુણીજન વખાણવાળી કવિતાઓ ગાય છે.

**હિંડોળો**—હિંચકો ખાટ સુવર્ણનો જડિત્ર-રત્ન ખચિત. હિંડોળા બાંધી-હરિણાક્ષી-હરિણના જેવાં ચંચળ નેત્રવાળી સ્ત્રી. હિંચે-ઝુલે છે.

**હીરા**—હીરા, રત્ન અને કનક વગેરે કુબેર હારી જાય એટલાં કોટિ પડેલાં છે.

**કોટીધ્વજ**—કોટિની સંખ્યાએ ગણાતી સંપત્તિનો ધ્વજ-વાવટો ઉડી રહેલો છે.

**લાખેણાં**—મજેનાં, જેની કિમ્મત લાખે થાય એવાં. **ભેર**-ભેરી નામે વાદિંત્ર વાગે છે. આ વાદિંત્ર જેને ત્યાં છપ્પન કોટિ સંખ્યા દ્રવ્ય હોય ત્યાં વાગે છે.

**ત્રુઠયા**—(तुष्-ખુશી થવું. સંતોસાવું) શ્રી ગોપાળ ત્રુઠ્યા તેથી સુદામાને ત્યાં ભંડાર ઉપર ભેર વાગવા માંડયાં.

પણે એવો વૈભવ થઇ ગયો ત્યારે આંમ દ્વારકામાં કૃષ્ણ સુદામાને વાતો કરતાં કરતાં રાત વીતી ગઇ અને પ્રાતઃકાળ-સવાર થયું.

---

## કડવું ૧૨ મું.

**રાજંન**—(राजन्) હે રાજા! પરીક્ષિતને ઉદ્દેશીને શુકજીએ કરેલું સંબોધન.

**પરમ**—ઉત્તમ, શ્રેષ્ઠ, બહુ સારૂં.

**કથા**—(कथ्-to tell) વાર્તા.

**પ્રૌઢ**—(प्र+वह् નું ભૂ. કૃદંત ऊढ ઉપરથી) મોટું, ભારે, વજનદાર.

**પાવન**—પવિત્ર. પરમની જોડે પાવન લઇ અન્વય કરવો.

**કમળાપતિ**—કમળા=લક્ષ્મી અને પતિ=સ્વામી. વિષ્ણુ-કૃષ્ણ, **સરખું**= સમાન. અહિં ઘટે તેવું, યોગ્યતા જેટલું એવો અર્થ લેવાનો છે.

**કણ**—દાણો. **તાંદુલ**=સુદામાએ ભેટ આણેલા કાંગના તાંદળા; ચોખા.

**ઇંદ્રાસનપેં**—ઇન્દ્ર+આસન=ઇન્દ્રાસન અને પેં-પંચમીનો પ્રત્યય. અર્થાત્ સુદામાના તાંદુલનો એક એક કણ ઇન્દ્રની ગાદી-રાજ્ય

કરતાં પણ મોંઘો-વધારે કિંમતી છે. એ પ્રમાણે જોતાં મેં તેમને જે કંઇ આપ્યું છે તે વધારે નથી; કારણ કે, એના જેવા દુર્બળ-ગરીબના ભાવની ભેટથી મને બહુ સારી તૃપ્તિ થઇ છે. એની ભક્તિ અને ભાવ તો એવાં છે કે- હું મારૂં વૈકુંઠ, સર્વ સિદ્ધિ સાથે એને આપું અને એના જેવો થઇને તપ તપું-તોપણ બદલો વળે નહિ. અહિં ભક્તની ભાવભરી ભેટની શ્રી કૃષ્ણે અણુમોલતા બતાવી છે,

**તાપું**—તપવું, તપ કરવું. **વૈકુંઠ**=વિષ્ણુ લોક. **રિદ્ધિ**=(ऋद्धि) પૈસો, ધન. ઋનો ઉચ્ચાર રની સાથે ઈ કે એ જોડાઇને જેવો થાય તેવો કરાય છે, તેથી રિદ્ધિ, રિખિ, રણ-રેણ, કિરપા વગેરે બોલાય છે.

**શ્રીનાથ**—લક્ષ્મીના નાથ-પતિ-તે, શ્રી કૃષ્ણ. ભક્તની ભેટના બદલામાં બે મુઠી તાંદુલ આરોગી, મોટી સમૃદ્ધિ આપવા છતાં શ્રીનાથને ઓછું લાગ્યું તેથી સોળ સહસ્ર સ્ત્રીઓ સાથે રૂકિમણી અને દ્વારકાં આપવાની ઇચ્છા કરી. ત્રીજી મુઠી ભરી પરંતુ તે આરોગવા જતાં જતાં તો પટરાણી એવાં રૂકિમણીએ ચેતી જઇ તેમનો હાથ પકડી લીધો.

**અપરાધ**—(अप+राध् ઉપરથી) વાંક, દોષ, ગુન્હો.

**દંપતી**—સ્ત્રી પુરુષનું જોડું તે: પતિપત્ની, ધણીધણીઆણી.

**પ્રીછતી**—પ્રીછવું-જાણવું, સમજવું. ત્રીજી મુઠી આરોગવા જતાં શ્રી કૃષ્ણનો હાથ પકડીને રૂકિમણીએ કહ્યું કે 'નાથ! અમે શો અપરાધ કર્યો'? આના બે અર્થ છે-એક અમો સ્ત્રીઓએ એવો શો અપરાધ કર્યો કે અમોને સુદામાને સોંપી દો છો? બીજો એવો અર્થ છે કે-નાથ! તમોજ બધા તાંદુલ ખાઇ

જશો તો પછી અમારો શો અપરાધ છે કે અમને આપતા નથી? આ મર્મ સોળ સહસ્રમાંથી કોઇ સ્ત્રી સમજી નહિ, જ્યારે રૂકિમણી અને શ્રી કૃષ્ણ એક બીજાના મનોભાવ સમજી જવાથી એક બીજાની સામું જોઇ રહ્યાં. પછી સૌને તે તાંદુલ વહેંચીને આપ્યા.

**સ્વાદ,**—અન્નાદિકમાં રહેલી મિઠાશ તે; રસ, લહેજત.

**અપાર**—ઘણું, પુષ્કળ. **ભાર**—બોજ, વજન, આબરૂ, માન, પ્રતિષ્ઠા, તાંદુલ વહેંચી આપતાં ક્ષુદ્ર ધાન જે તાંદુલ તેમાં કૃષ્ણે સુદામાની આબરૂ-વજન રહેવા માટે પુષ્કળ સ્વાદ મૂકયો, કે જેથી ઉંચા પ્રકારનું અન્ન ખાનારી સ્ત્રીઓને તે તુચ્છ લાગે નહિ.

**હાસ્યવિનોદ**—(हास+विनुद to amuse) હસવું અને ગમતની વાતો કરવી, હસતાં ને ગમત કરતાં વખત કાઢવો તે.

**શર્વરી**—રાત, રાત્રિ. **પ્રાત:**=સવાર. પ્રાતઃકાળ. **જાચ્યા**=વિનવ્યા, યાચના કરી.

**વિદાય**—રવાના. શ્રી કૃષ્ણ અને સુદામાએ બાળપણની હસવા અને ગમત મળવા જેવી વાતોમાં રાત ગાળ્યા પછી સવાર પડયું એટલે સુદામાએ પાછા ફરવાની વિનંતિ કરી. વિદાય કરવું-જવાની રજા આપવી, મોકલવું. વિદાય કરો=જવાની રજા આપો. અહિં આગળ 'વિદાય-વદાય'માં કંઇક મળવું જોઇએ, એવો ભાવાર્થ છે. લોક પ્રચલિત વિદાયમાં પણ કંઇક મળ-વાનો-આપવાનો ભાવાર્થ રહેલો છે.

**નરહરિ**—શ્રી કૃષ્ણ. **પોળ-**મહોલ્લો, મોટી ખડકી, પાડો, શેરી. મોટાં મકાનનો આગલી ડહેલીનો પહેલો મુખ્ય દરવાજો.

**વોળાવા**—વિદાય કરવા, વળાવવા, થોડેલગી મુકવા.

**કોડી**—દરિયામાં થતી એક માછલીનું કોટલું; છીપની જાતનું પણ નાનું અને અંડાકૃતિ-મજબુત. થોડી કિમ્મતના ચલણી નાણા તરીકે આનો ઉપયોગ થતો.

સુદામાએ વિદાય માગી અને શ્રી કૃષ્ણે ઠાલે-ખાલી હાથે કંઇ પણ વિદાયગીરીની ભેટ આપ્યા વગર-એક કોડીએ આપ્યા વગર ફરીને કૃપા કરી કોઈ વાર પધારજો-આવજો, એમ કહી રજા આપી, એટલુંજ નહિ, પરંતુ પોળ-શેરીના ડહેલીના મુખ્ય દરવાજા લગી તેમને વળાવવા પણ ગયા.

**કૃપણ**—કંજુસ, બખીલ. **વાળ્યો**-પાછો ફેરવ્યો. સમજો=જાણો.

**બેલડીએ**—એક બીજાના હાથે હાથ મેળવી-હાથમાં હાથ ભેરવીને ચાલવું તે. બેલ=જોડ, યુગ્મ. વેલ જેમ ઝાડને વિંટળાય છે તેમ એક બીજાને વિંટળાવું તે. બે(વે)લડીએ વળગવું.

**છેકુ**—અવધિ, છેડો, અંત.

બેલડીએ વળગી-બાઝીને શ્રી કૃષ્ણ અને સુદામો ઘરમાંથી બહાર નિકળ્યા એટલે સત્યભામાએ જાંબવતીને કહ્યું કે-લક્ષ્મીના સ્વામી એવા શ્રી કૃષ્ણે બ્રાહ્મણ, વળી પોતાના બાળમિત્ર અને તેમજ દુઃખે પીડાયેલા એવા સુદામાને કૃપણ-કંજુસ થઇ આમણે કેમ કંઇ આપ્યું નહિ? રૂકિમણીએ તેમને કહ્યું કે-તમે હજુ કંઇ સમજતાં નથી. બેલડીએ વળગી કૃષ્ણ પોળ લગી ગયા પણ કંઇ આપ્યું નહિ. તે પાછા વળ્યા પછી સુદામાએ મનમાં વિચાર કર્યો કે-આના વૈભવ આગળ તો અવધિ છે; પણ એણે મને એક કોડી-ફૂટી બદામે આપી નહિ.

**સ્રીની ચોરી** મનમાં ધરી—સ્ત્રીઓથી છુપું મને કંઇ આપવાનું હશે, એમ જાણી તે બે ડગલાં આગળ વધી ફરીને ઉભા રહ્યા,

અને બોલ્યા કે, હે વિઠ્ઠલ ! હવે તમે પાછા વળો.

**શ્યામળો**—કૃષ્ણ તેમને ફરીને ભેટ્યા અને સ્નેહને લીધે રોઇ પડ્યા. ફરી ફરીને સુદામે જવાની રજા માગી અને તેમણે "વળી મળજો-આવજો" એમ કહીકહીને વિદાય આપી, તેથી નિરાશ તથા નિઃશ્વાસ મૂકી ગરીબ બિચારો બ્રાહ્મણ માર્ગે પડયો.

**ગુસ**—છાનું. **નિઃશ્વાસ**—નિસાસો, નાસીપાસીનો શ્વાસ.

**નિરાશ**—( नि:+आशा બહુવ્રીહિ સમાસ ) આશાભંગ. આશા નિષ્ફળ જવી તે.

**સંતાપ**—( सम्+ताप) ચિંતા, ફીકર, પરિતાપ. **તેપે**—તેથી, તે કરતાં.

**નાવ્યું**—( ન+આવ્યું ) શ્રીકૃષ્ણે ચાહન કશું આપ્યું નહિ તેથી સુદામાએ નિરાશ થઇ નિષ્ફળતાનો શ્વાસ મૂકયો અને ક્ષણવાર તેમને સંતાપ થયો ને ક્રોધ પણ ચઢયો. ક્રોધના જોસમાં તેમણે કૃષ્ણ માટે, પોતાની સ્ત્રીએ યાચના કરવા મોકલ્યા તેથી તેને માટે અને છેલ્લે પોતાને માટે પણ પશ્ચાત્તાપના ઉદ્દગાર કાઢયા. મિત્રની આગળ માગ્યા કરતાં તો મરણ ભલું, સ્ત્રીજિત-સ્ત્રીનું કહ્યું કરનાર કરતાં તો નિર્જીવ-મડદું સારૂં, સ્ત્રીએ મને યાચના માટે પ્રેરી અપમાન કરાવ્યું. આવી યાચના કરતાં તો એકાંતરે કંદમૂળ ખાવાં અને છોકરાંને કંઇ ન મળે તો સુકાં પાંદડાં ખવરાવવાં તે બહેતર, પણ યાચના ખોટી. સંસ્કૃતમાં ભર્તૃહરિએ કહ્યું છે કે-ધનનો સંકોચ હોય તોપણ મિત્ર આગળ માગવું નહિ. અર્ધ હિંદી ગુજરાતીમાં કહ્યું છે કે, "મંગન ભલો ન બાપકો, જો પ્રભુ રાખે ટેક."

**સ્ત્રીજિત**—સ્ત્રીથી જિતાયેલો માણસ; સ્ત્રીવશ, સ્ત્રીના કહ્યા પ્રમાણે ચાલનારો.

**શબ**—મડદું—**રંડાએ**—રાંડે. ( સ્ત્રીજિત અને રંડા–વગેરે સુદામાએ ઉચ્ચરેલા શબ્દો હિંદુ સંસારને લગતા છે, તે યુક્ત નથી. અનુદ્યોગી પુરુષને ઉદ્યોગ પ્રતિ પ્રેરવા, એ સ્ત્રીનો ધર્મ છે. સુદામાની સ્ત્રીએ કરેલી આગ્રહી પ્રેરણા, ગૃહિણી તરીકે તેની ફરજ હતી અને તેજ તેણે બજાવી છે.)

**ઉપજાવ્યું**—નિપજાવ્યું. અપમાન–બેઆબરૂ. એકાંતરૂ=એક એક દિવસને અંતરે, એક એક દહાડો વચમાં મુકીને એમ.

**પ્રાશન**—( प्र–अशन–ખાવું તે ) ખાવું, જમવું. સુકું–વનસ્પતિમાં પાણીનો જે અંશ હોય છે તે જતો રહેલો હોય એવું તે સુકું, જલાંશ રહિત. પ્રાશી=ખાઇ, જમી. તૃણ–ઘાસ.

**વિક્રય**—( वि+क्रि–વેચવું.) વેચાણ. પરઘેર–બીજાને ત્યાં.

**પાણીભરી**—પાણી ભરવાની ચાકરી કરી. પાણી ભરવું–પારકે ઘેર હલકી–ઘરગતુ–રસોડાની નોકરી કરવી તે, ગૃહદાસત્વ કરવું.

**વિષ**—ઝેર.

**કરનવઓાઢીએ**—હાથ ન ધરીએ–અર્થાત્ યાચના માટે હાથ ન લંબાવીએ, મિત્ર આગળ યાચના કરી, અયાચક વ્રત તોડયું અને કંઇ મળ્યું નહિ તેનો સુદામાને ખૂબ પરિતાપ થયો અને એ પરિતાપમાં તેમણે પોતાની જાતને ધિક્કરી–લાખ ટકાની આબરૂ ગુમાવી. આના કરતાં તો કહે છે કે– ઝેર ખાઇને મરવું સારૂં! દામોદર–શ્રીકૃષ્ણ.

**મૂળગા**—સમૂળગા, હતા તે પણ, અનવશેષ. ગયા એમ. કૃષ્ણે જે લટપટ કરી તે સુદામાને તો પોતાની પાસે જે માગ્યાતાગ્યા તાંદળા હતા તે પણ પડાવી લેવા જેવી લાગી.

**બાંધીમુઠી**—ભારમાં રહેવાપણું. મિત્રતા હોય ત્યાં ભારમાં રહેવું

સારૂં. પોતાની દીનતા કે દુઃખ મિત્રાદિક આગળ ઉઘાડાં પાડી ખોજ ખોવો નહિ, એવો ભાવાર્થ. નંદકુમાર–કૃષ્ણ.

**ધૂર્ત**—ધુતારો, ઠગારો. **લટપટ**—ખુબ સારૂં લાગે એમ કરવું તે; પ્રીતિનાં ગેલ, ખુશામત. ક્રોધનો ક્ષણિક આવેશ ઉતરી જતાં જ્ઞાન થઇ સદ્‌વિચાર ઉત્પન્ન થાય છે.

**ગોપી**—વ્રજનારી.

**ઋષિપત્નીનાં ખાધાં અન્ન**—ભાગવતમાં એવી કથા છે કે– વૃંદાવનમાં બ્રાહ્મણો–ઋષિઓ યજ્ઞ કરતા હતા, તેવામાં એકવાર શ્રીકૃષ્ણ ગોવાળીયાના છોકરાઓ સાથે ત્યાં આગળ ગાયો ચારવા આવ્યા. પોતાને અને નાના નાના ગોપ બાળકોને ભૂખ લાગી હતી તેથી ગોપ બાળકોને તેમણે યજ્ઞમંડપમાંથી ખાવાનું લેવા મોકલ્યા. "બ્રાહ્મણોના જમ્યા પહેલાં ખાવાનું અપાય નહિ", એમ કહી તેમને પાછા વાળવામાં આવ્યા. કૃષ્ણે તેમને કહ્યું કે– બ્રાહ્મણ ઋષિઓને નહિ પરંતુ હવે તમે ત્યાં જઇ બ્રાહ્મણીઓ–ઋષિપત્નીઓ પાસે ખાવાનું માગો. ગોપબાળકોએ તેમ કર્યું, એટલે બ્રાહ્મણોએ ના કહ્યા છતાં પણ સ્ત્રીઓ ટોપલા ભરીને ખાવાનું લઇ ગઇ અને શ્રીકૃષ્ણ તથા ગોવાળોને ભોજન કરાવ્યું. આથી તેમને સાયુજ્ય નામે મુક્તિ આપી.

**મુક્તિ**—ચોરાસીના ફેરામાંથી છૂટકારો તે, મોક્ષ. મુક્તિના ચાર પ્રકાર આ પ્રમાણે છે:—

૧ સાલોક્ય=વૈકુંઠમાં વાસ થવો–વિષ્ણુલોકમાં રહેવાનું મળવું તે.

૨ સામીપ્ય=વિષ્ણુપાસે–નજીક વાસ થવો તે.

૩ સારૂપ્ય=વિષ્ણુના જેવું રૂપ થઇ જવું તે.

૪ સાયુજ્ય=વિષ્ણુમાં ભળી–સમાઇ જવું તે.

**કુબ્જા**—( कुब्ज=ખુંધ ) ખુંધવાળી તે. પીઠ વાંકી વળીને ઉપસેલી હોય એવી મથુરાંની એક સ્ત્રી. એ કંસને ચંદન કરી આપનાર દાસી હતી. કૃષ્ણ જ્યારે મથુરાં ગયા ત્યારે માર્ગમાં કંસ માટેનું ચંદન તેણે તેમને આપ્યું. કૃષ્ણે પ્રસન્ન થઇ તેનો અંગુઠો દાબી ઉંચી કરી તેથી ખુંધ મટી જઇ તે સીધી ને રૂપાળી થઈ.

**સમાણું**—સરખું.

**વિદુર**—વિચિત્રવીર્યની દાસીને પેટે વ્યાસથી જન્મેલો પાંડવોનો કાકો, ધૃતરાષ્ટ્રનો ભાઈ. એ સુશીલ, વિદ્વાન અને ભક્તજન હતો. ધૃતરાષ્ટ્રને તે હમેશાં સારી શિખામણ આપતો. 'વિદુરનીતિ' નામે તેણે વ્યવહાર ને રાજનીતિનો એક ગ્રંથ બનાવેલો કહેવાય છે. શ્રીકૃષ્ણ એને ત્યાં ગયા હતા અને તેના ઘરની ભાજી ખાઇ પ્રસન્ન થયા હતા.

**કઠોર**—કઠણ; સખત, નરમ નહિ એવું તે.

**વિવેકજ્ઞાન**—સારાસાર સમજવાપણું તે. મદ–ગર્વ–અભિમાન.

**કામ**—સંસારની કામના ઇચ્છા તે. મગજ શાંત થતાં સુદામાએ મન વાળ્યું અને મનમાં કહ્યું કે કૃષ્ણે કંઇ આપ્યું નહિ તે સારૂંજ કર્યું. જો આપ્યું હોત તો મને કામ, ક્રોધ અને મદ થાત, અને મારાથી શ્રીહરિની ભક્તિ થાત નહિ. સુખમાં કામ, ક્રોધ, મત્સર વગેરે વધે છે અને દુઃખ હોય ત્યારે કેશવ રામ સાંભરે છે, માટે જે થયું તે ઠીકજ થયું. મારી ભક્તિમાં હવે વિઘ્ન પડશે નહિ.

**જ્ઞાનઘોડે**—સારી સમજ રૂપી ઘોડે–વિચારે. **ધામ**=સુંદર મકાન.

# કડવું ૧૩ મું.

**ભાખે**—(भाष्-બોલવું) બોલે, કહે.
**ગ્રામ**—સમૂહ, સંચય, જથો:- ગુણગ્રામ, ઇંદ્રિયગ્રામ.
**મેડી અટારી**—નાનું દિવાનખાનું, આગલો મેડો, અને ઝરૂખો.
**ગ્રામ**—ગામ. **ધનવંત**—પૈસાદાર, ગૃહસ્થ.
**અવલોકન**—(अव+लुक्) જોવું, નિહાળવું તે.
**સાંસો**—(संशय) સંદેહ.
**પર્ણકુટી**—જેની ઉપર પાંદડાં છાયેલાં હોય એવી ઝુંપડી.

શુકજી કહે છે કે-પોતાના ઘરને ઠામે સુંદર કંચનમહેલ થઇ જવાથી સુદામા ભ્રમમાં પડી ગયા અને એમને એમ થયું કે-મારી ઝુંપડીને ઉડાડી દઇ કોઇ પૈસાદાર ગૃહસ્થે આ મહેલ બનાવી દીધો છે. 'હું ભૂલતો તો નથી?' એમ મનમાં બોલી તે ચારે તરફ ફરીફરીને જોવા લાગ્યા.

**વિશ્વકર્મા**—દેવશિલ્પી. આ મહેલની બાંધણી વિશ્વકર્માએ કરેલી હોય એવી છે. પામર મનુષ્યથી થાય તેવી નથી, એટલે કોઇ મોટા-માણસનુંજ મકાન છે, એમ સુદામે મનથી માન્યું.
**પામર**—(पामर) દીન, ગરીબ, મૂર્ખ, અજ્ઞાની.
**વામદક્ષિણ**—ડાબા જમણી. મહેલની રચના, અને તેનું એકદમ થઇ આવવું વગેરેથી ભ્રમમાં પડેલા સુદામા પોતાના કુટુંબની ભાળ મેળવવા મહેલની ડાબી જમણી બાજુએ ફરવા લાગ્યા.
**કીર્તિબોલે**—માગણ ને ભાટ ચારણો મહેલ આગળ ઉભા રહી ગુણગાન કરે.
**હયશાળા**—ઘોડશાળ, તબેલો. હય=ઘોડો, અશ્વ, તુરંગમ, હણહણવું-

ઘોડાનું બોલવું-અવાજ કરવો. મહેલના આંગણામાં હાથીઓ ઝુલે છે ને ઘોડારોમાં ઘોડાઓ હણુહણાટ કરે, આ બધું રાજ-વૈભવ બતાવે છે.

**અયુત**—દસ હજારની સંખ્યા. હોઢી ઉપર હજારો હજુરિયા ઉભા રહેલા છે.

**તાંડવ**—પુરુષોનો નાચ, કસરતી રમતો, એવો અર્થ અહિં યુક્ત છે. સંસ્કૃત સાહિત્યમાં નાચના બે પ્રકાર કહ્યા છે, તેમાંનું તાણ્ડવ તે પુરૂષ નાચ અને લાસ્ય તે સ્ત્રીઓનો નાચ.

**છત્રપતિ**—મોટા રાજચિહ્ન વાળો રાજા તે. રાજચિહ્નમાં છત્ર, ચામર, છડી વગેરે ગણાય છે.

**હોમશાળા**—પૂર્વે લગભગ બધાજ ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણ અગ્નિહોત્રી ઘરના એક ખંડમાં અગ્નિકુંડ રાખતા અને તેમાં રોજ સમિધાદિકની આહુતિઓ આપતા. સુદામાના ઘરમાં પણ તેવી હોમ-શાળા હતી.

**રૂદ્રશાળા**—રૂદ્ર-મહાદેવ-દેવપૂજા રાખવાની ઓરડી. અહિં બીજો એવો પાઠ છે કે-'રુદ્રાક્ષમાળા' રૂદ્રાક્ષ=બોરના ઠળિયા કરતાં વધારે મોટા ને ઉંડા આંકાવાળો વૃક્ષના ફળનો એક ઠીલો. એની માળાઓ અને બેરખા થાય છે, શિવના ભક્તો રૂદ્રાક્ષ ધારણ કરે છે.

**ગોપીચંદન**—(गोरोचन) તિલક કરવાનું સહેજ પીળું ચૂર્ણ. દ્વારકામાં એવી માટી નિકળે છે, અને સાધુ, બાવા વગેરે તેનાં તિલક છાપાં શરીરે પાડે છે. ગાયનું મુત્ર નાંખી બનાવેલું તિલક ચૂર્ણ.

**સંમાર્જની**—(सम+मृज् to clean) પૂજામાં વપરાતી સાવરણી.

**વિટંબ**—(विडंबना) મુશ્કેલી, પીડા, પંચાત, દુઃખ, વિપત.

**તુટી સરખી**—"તુટી સરખી ઝુંપડી ને લુંટી સરખી નાર, સજ્જા

સરખાં છોકરાં, મને મળ્યાં ન બીજી વાર." સુદામાની નિરાશાના ઉદ્ગાર આ ટુકામાં છે, કે–અરેરે! પડુપડું જેવી મારી ઝુંપડી, લુંટાઈ ગઇ હોય તેવી મારી સ્ત્રી અને (સડચા સરખાં) મેલાંઘેલાં મારાં છોકરાં–જેનો કોઇ ભાવ પૂછે નહિ તેવાં–અર્થાત્ બીજાને હરી લેવાનું જરાએ મન થાય નહિએવાં છતાં પણ આજે હરાઇ ગયાં અને મને દ્વારકાં જતાં છેલ્લાં મળ્યાં હતાં તે ફરીને–બીજી વાર શું ન જ મળ્યાં!!

**સંકલ્પવિકલ્પ**—તર્કવિતર્ક, વિચારની ડામાડોળ સ્થિતિ તે–આમ તેમ વિચાર થયા ને ફરી જવા તે.

**આવાગમન**—આવવું ને જવું તે. આવવું.

**હસ્તિની**—હાથણી.

**હંસગમની**—હંસના જેવી લટકાવાળી ચાલની સ્ત્રી.

**અભિલાષ**—ઇચ્છા, વાંછના, મનોભાવ.

**અણુવટ**—પગને અંગુઠે પહેરવાનું એક ઘરેણું. અણુવટ વિંછવા.

**ઈન્દ્રાણી**—દેવના રાજા ઇન્દ્રની સ્ત્રી તે.

**સાવિત્રી**—બ્રહ્માની સ્ત્રી. સાહેલી=સખી, બેનપણી. અહિં આગળ દાસીના અર્થમાં સાહેલી શબ્દ વપરાયેલો છે.

**પદ્મિની**—રૂપાળી ને નાજુક બાંધાની સ્ત્રી.

**પાલવ**—વસ્ત્રનો ઝુલતો છેડો. પાલવ–સ્ત્રીવસ્ત્રનો છેડો તે. પુરૂષના પોષાક માટે ફેંટ શબ્દ વપરાય છે.

**લોકાચાર**—લોકમાં ચાલતી રીતભાત તે: રૂઢિ, ઝુંપડીને ઠેકાણે મોટો વૈભવી રાજમહેલ જોઇ સંકલ્પવિકલ્પ કરતા અને નિઃશ્વાસ નાંખતાં સુદામા મહેલની આજુબાજુ ફરતા હતા તે વખતે ઝરૂખે બેઠેલી તેમની સ્ત્રીના જેવામાં આવ્યા. હજાર દાસીઓ સાથે

નીચે આવી પગે લાગી તેણે સુદામાના વસ્ત્રનો છેડો પકડ્યો.

**ભોગાસક્ત**—(भोग+आसक्त) વિષય-કામ-ની લાલસાવાળો. સુદામા આ સ્ત્રીઓને જોઇ ગભરાઇ ગયા અને સ્ત્રીયા રાજના લૌકિક વિચારે દીન બની કરગરવા લાગ્યા કે, હું તો સહેજ મહેલ જોઉં છું. ભોગાસક્ત નથી, માટે મને જવા દો.

**આણ**—(आज्ञा) દુવાઇ, હુકમ, આજ્ઞા.

**દમો છો**—પીડો છો.

**સ્ત્રીનું રાજ**—જ્યાં માત્ર સ્ત્રીઓની વસ્તી હોય, અને અમલ પણ સ્ત્રીનો હોય તે, ત્રિયારાજ. એમ કહેવાય છે કે આસામ તરફ સ્ત્રીયા રાજ હતું. બરમા તરફ તેમજ બીજે ઘણે ઠેકાણે પુરૂષો કરતાં સ્ત્રીઓની હિલચાલ, અમલ અને સત્તા વધારે છે.

**વાજ્ય**—કાયર.

**શાપ**—બદદુવા.

**જરા**—ઘડપણ, વૃદ્ધાવસ્થા.

પોતાની સ્ત્રીને નહિ ઓળખવાથી સુદામા ઘણું કરગર્યા ત્યારે સ્ત્રી સમજી કે આમણે મને ઓળખી નથી તેથી પોતે ઓળખાણ આપી સમજાવ્યા, અને વિવેકથી ઘરમાં લઇ ગઈ. મહેલના દરવાજામાં દાખલ થતાંજ તેમનું રૂપ અને રંગઢંગ બદલાઇ ગયાં, એટલે રતિ અને કામદેવના જોડા જેવાં તે દંપતી બેલડીએ વળગી અંદર ગયાં. એકદમ તવંગરતા આવતાં માણસના મનની સ્થિતિ કેવી બદલાઇ જાય છે તે અચ્છી રીતે વર્ણવવાનો કવિએ પ્રસંગ લીધો છે, અને તે દેવલોક પણ જોવા મળ્યા હતા એવી ગમત કરાવી રસિક બનાવ્યો છે.

# કડવું ૧૪ મું.

આ છેલ્લું કડવું છે અને તેમાં સુદામાના સુખી
:: વૈભવી સંસારનું વર્ણન છે. ::

**દંપતી**—રાજ શોભાએ ભર્યા-તેમના મંદિરમાં દાખલ થતાંજ સુદામા જુવાન અને રૂપાળા બની ગયા અને તેમનાં સ્ત્રી તો કૃષ્ણે તાંદુલ આરોગ્યા ત્યારનાં રતિરૂપ થઈ ગયેલાંજ હતાં, એટલે કવિ આ કડવાની શરૂઆત કરતાં કહે છે—કે તે બન્ને રાજશોભાએ-રાજસી વૈભવે રહેવા લાગ્યાં, ને દોહલાં-દુઃસહ્ય દુઃખ કૃષ્ણ કૃપાથી જતાં રહ્યાં.

**દોહલાં**—દુઃસહ્ય-દુઃખે સહેવાય એવું, અર્થાત્ ન સહન થાય એવું, ૨. દુર્લભ.

**સોહલાં**—સુસહ્ય-સુખે ભોગવાય એવું, ૨ સુલભ.

**લક્ષજગ્ને**—લાખો યજ્ઞ કરવાથી પણ-ન જડે-ન મળે-એવો વૈભવ મળ્યો. યજ્ઞ=જગ્ન.

**વસન**—વસ્ત્ર, કપડાં. **વાહન**=જેની ઉપર બેસીને જવાય એવું-વહી જાય એવું તે-ગાડી, રથ, ઘોડા વગેરે.

**ભવ્ય**—ભભકાદાર, જોતાંજ શેહ પડે-છાપ પડે એવું મોટું. ભંડાર=ખજાનો. ભંડારને ભવ્ય વિશેષણ ઠીક નથી, માત્ર અનુપ્રાસ માટે છે.

**કૈલાસ**—હિમાલયના એક અતિ રમ્ય શિખર ઉપરનું સ્થાન. શંકરનું વાસસ્થાન.

**ઇન્દ્રનોઅધિકાર**—ઇન્દ્ર-દેવ લોકનાં રાજાના જેવી સત્તા. રાજ ચિહ્નથી મળી.

**ભાવ**—રોનક, રચનાની ચતુરાઇ, શોભા.

**માણુક**—માણેક-લાલરંગનું જવાહીર.

**મુક્તા**—મોતી. એ જવાહીરમાં ગણાય છે, પરંતુ જાત જુદી છે. માણેક, હીરા, પાનાં, રત્ન વગેરે જમીનમાંથી મળે છે જ્યારે જવાહીરમાં ગણાતાં મોતી અને પરવાળાં સમુદ્રની નિપજ છે.

**કુબેર**—દેવના ખજાનાનો અધિપતિ; ધનાઢ્ય દેવ. એ કદરૂપો હતો.

**યાચક**—માગણ, યાચના કરનારા.

**જુથ**—( યૂથ ) સમુદાય, ટોળું.

**લક્ષદીપ**—લાખો દીવા અર્થાત્ લાખો દીવાથી ઝાકઝમાળ. પણ અહિયાં કોટિધ્વજની સાથે લક્ષાધીપ એવો શબ્દ બીજી પ્રતોમાં છે, એટલે કે સુદામાપુરીમાં કોટિ અને લક્ષ સંખ્યાએ જેની સંપત્તિ ગણાય એવા શેઠિયા પણ આવી વસ્યા.

**યદ્યપિ**—તોપણ. આવો ઇન્દ્રના જેવો વૈભવ હોવા છતાં પણ સુદામા કે જેમનું મન ભકિત પરાયણ હતું તે તો ભોગમાં આસક્ત નહિં થતાં સામા ઉદાસ રહેતા હતા. ગૃહસ્થાશ્રમમાં હોવા છતાં સંન્યાસી હોય એમ ધન વૈભવથી વિરકત રહેતા ને ભકિત કરતા. ભકિતમાં-વેદનું અધ્યયન-અભ્યાસ, અગ્નિહોત્ર ધ્યાન અને જપમાંજ ખરા વૈષ્ણવરૂપે કાળ નિર્ગમન કરતા.

**ભવ**—સંસાર. ભવ દુ:ખ=સંસારની ઘટમાળમાં ઘસડાવાનાં દુ:ખ તે.

**વામે**—ટળે.

**વીરક્ષેત્ર**—વીરની ભૂમિ. વડોદરાનું ઉપનામ, વટપટ્ટન પણ કહેવાય છે.

**તૃતીયા**—ત્રીજ, ભ્રગુવાર=શુક્રવાર.

**ઉદરનિમિત્તે**—આજીવિકા માટે, પેટ માટે. પ્રેમાનંદના ચરિત્રમાં આપણે તેઓ ક્યાંના વતની અને કેવી રીતે તેમણે જીવન ગાળ્યું હતું તે ટુંકમાં જણાવી ગયા છીએ. સુદામાનું આખ્યાન તેમણે આજીવિકા માટે બહાર ગામ–સુરત અને નંદરબારમાં કથા કરવા માટે સંવત્ ૧૭૩૮ના શ્રાવણ સુદિ ત્રીજ અને શુક્રવારે બનાવ્યું હતું.

